શ્રી. હંસા મહેતાની અન્ય કૃતિઓ

ગોળીબારની મુસાફરી
અરુણનું અદ્ભુત સ્વપ્ન
બાલ વાર્તાવલી
કિશોર વાર્તાવલી
બાવલાનાં પરાક્રમો
ત્રણ નાટકો
હિમાલયસ્વરૂપ અને
બીજાં નાટકો

*

# વેનીસનો વેપારી

શેક્સપીયરના નાટકનો અનુવાદ

નિર્બંધ અનુષ્ટુપમાં

હંસા મહેતા

બે રૂપીઆ



એન. એમ. ત્રિપાઠી લિ.

બુકસેલર્સ : પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ

Such harmony is in immortal souls;
But, whilst this muddy vesture of decay
Doth grossly close it in, we cannot hear it.

* * * * *

How far that little candle throws his beams!
So shines a good deed in a naughty world.

(*Merchant of Venice*)
Act V. Sc. I.



અને આવું
સ્વર્ગીય ગાન તો રમે આત્મા અમરમાં સહુ,
જ્યાં સુધી પણ નશ્વર મલીન વસ્ત્ર માટીનું
છે આવરણ સ્થૂળ આ એનું, ના સંભળાય એ !

* * * *

કિરણો કેટલે દૂર ફેંકતો લઘુ દીપ એ !
નઠારા જગમાં એમ સુકૃત્ય યે પ્રકાશતું.

વેનિસનો વેપારી
અં. ૫. પ્ર. ૧ લો.

# પ્રસ્તાવના



'હૅમ્લેટ'ની પ્રસ્તાવનામાં પ્રો. બળવંતરાય ઠાકોરે ઇચ્છા દર્શાવી હતી કે મારે શેકસપીયરના એક બીજાયે નાટકનું ભાષાન્તર કરવું. 'હૅમ્લેટ' એ તો દુઃખાન્ત નાટક છે એટલે મારા આ બીજા પ્રયોગને માટે સુખાન્ત નાટક Merchant of Venice–વેનિસનો વેપારી–એ પસંદ કર્યું છે.

'હૅમ્લેટ' એ શેકસપીયરનું સર્વશ્રેષ્ઠ નાટક ગણાય છે. છતાંયે શેકસપીયરના લોકપ્રિય નાટકોમાંનું એ નથી. જ્યારે 'મર્ચન્ટ ઑફ વેનિસ' એ વસ્તુસંકલનાની દષ્ટિયે કે પછી એમાંના સંવાદો અને ભાષણની દષ્ટિએ પણ કનિષ્ટ છે છતાં એ લોકોના પ્રેમનું પાત્ર બન્યું છે. એનું કારણ એક તો એમાંની વસ્તુનું આકર્ષણ; બીજું એમાં ગૂઢ ચિંતનો પણ ઓછાં; અને ત્રીજું એમાં ગદ્યનો ભાગ વિશેષ પ્રમાણમાં એટલે ભજવવું સહેલું પડે.

આખા નાટકમાં બેજ પાત્રો ખાસ તરી આવે એવાં છે. એક તો પોર્શિયાનું અને બીજું શાયલૉકનું. શેકસપીયરનાં સ્ત્રી પાત્રોમાં પોર્શિયાનું સ્થાન અગ્રસ્થાને છે. અને ન્યાયકચેરીના દૃશ્યમાં એની વિશિષ્ટતા ખાસ તરી આવે છે. શાયલૉકના પાત્રદ્વારા શેકસપીયરે એ જમાનામાં ખ્રીસ્તી દેશોમાં યહૂદીઓની શી પરિસ્થિતિ હતી તેનો અચ્છો ચિતાર આપ્યો છે. એ પાત્ર શેકસપીયરે એવી ખૂબીથી દોર્યું છે કે ઘડીભર શાયલૉકજ નાટકનું મુખ્ય પાત્ર હોય એમ લાગે છે. એન્ટોનિયો વેનિસનો વેપારી કે પછી બસાનિયો વગેરે એની આગળ સામાન્ય લાગે છે. લૅાન્સેલૉટનું પાત્ર વિદૂષકની ગરજ સારે છે. એના બોલવામાં ખાસ ઠેકાણું હોતું નથી અને મૂળમાં પણ એના બોલવાનો ભાવાર્થ હંમેશાં સ્પષ્ટ હોતો નથી.

હૅમ્લેટની માફક આ પણ નિબંધ અનુષ્ટુપમાં છે. સ્થળે સ્થળે બીજા છંદનો ઉપયોગ પણ કર્યો છે. 'હૅમ્લેટ'નાં મોટે ભાગે

જે અવલોકનો મારા જોવામાં આવ્યાં તે કેવળ સ્થૂળ દ્રષ્ટિએ કરેલાં લાગ્યાં. એમાં શેકસપીયરનો અભ્યાસ તો ભાગ્યેજ લાગ્યો. એમાંથી મને કોઇ જાતનું દિશાસૂચન મળ્યું નથી એમ કહું તો અતિશયોક્તિ નથી. એક પક્ષે તો દ્રઢતાથી માનીજ લીધું છે કે શેકસપીયરનાં નાટકોનો ભાષાન્તર પદ્યમાં થઇ શકેજ નહિ અને કરવાં પણ ના જોઇએ. જ્યારે બીજા પક્ષની એવી માન્યતા જણાઇ કે એ નાટકો પદ્યમાં થઇ તો શકે પણ અનુષ્ટુપ એને માટે યોગ્ય છંદ નથી. મૂળની ખૂબી ભાષાન્તરમાં ના આવી શકે—પછી એ ભાષાન્તર ગુજરાતીમાં હોય કે અન્ય ભાષામાં એનો સ્વીકાર તો મેં પહેલેથા જ કર્યો છે. મૂળના જેટલી ખૂબી, મૂળ લખાણને અવલંબીને લાવી શકાય એટલી ખૂબી ભાષાન્તરકારે લાવવાનો પ્રયત્ન કરવો જોઇએ, એ માત્ર નિર્વિવાદ છે. પરંતુ અંગ્રેજી ભાષા અને ગુજરાતી ભાષાની વાક્યરચના વગેરેમાં ફેર છે તેને લીધે ભાષાન્તર થાયજ નહિ એવો આગ્રહ રાખવો એ ઇષ્ટ નથી.

અનુષ્ટુપને અંગે ઘણાંને મુશ્કેલી લાગે છે; પરંતુ બીજો એથી વિશેષ અનુકુળ છંદ ના મળે ત્યાં સુધી એનો ઉપયોગ કર્યા સિવાય રસ્તો નથી. ખરેખર તો આવા પ્રકારના નાટકનું પઠન કેમ કરવું એ ઘણાંને સૂઝતું નથી. અનુષ્ટુપ પણ રાગડા-માંજ વંચાય એ ભાવના હજી ઘણાંને હોય એમ લાગે છે. આનો ઉપાય તો એ કે શાળામાં આવા પઠનને માટે પ્રયોગ થાય; અને બીજું એ જો રંગભૂમિ પર ભજવી શકાય. આજની ગુજરાતી રંગભૂમિ એ ભજવી શકે એ શકય જ નથી. એને માટે તો નિર્વેતન નટો—amateurs-નો આશ્રય શોધવો રહ્યો. પરંતુ જે આજે નિર્વેતન નટો તરીકે કામ કરે છે તેમને આવા નવા પ્રયોગો ભજવવાની ફુરસદ હોતી નથી. એ તો ઘરેડમાં

પડીને એકનાં એક જ નાટકો ભજવી જાણે છે. એટલે કૉલેજના વિદ્યાર્થીઓ તરફ સહજ નજર જાય છે. આખું નાટક ભજવવાની ધીરજ ન હોય તો એમાંનો એક ભાગ પણ ભજવે તો આવા પ્રયોગની શકયતા ખ્યાલમાં આવે. 'હૅમ્લેટ'ની માફક આ પણ પ્રયોગદશામાં જ છે. પણ એ પ્રયોગદશા તો ત્યારે જ જાય કે જ્યારે એક વખત રંગભૂમિ પર ભજવાયાથી એની ક્ષતિઓ સમજાય અને એ ક્ષતિઓ દૂર કરવાનો પ્રયત્ન થાય. ગુજરાતી સાહિત્યની પ્રગતિ પ્રત્યે પ્રેમ ધરાવનારા નિર્વેતન નટો તેમજ કૉલેજના વિદ્યાર્થીઓ આમાં સહકાર આપશે એ આશા અસ્થાને નહિ ગણાય.

છાપવામાં અશુદ્ધિઓ રહી ગઈ છે. જે ખાસ ભૂલો રહી છે તે સુધારવા શુદ્ધિપત્ર આપ્યું છે.

હંસા મહેતા

ખંભાતા હૉલ
અલ્ટમન્ટ રોડ.
મુંબઇ ૨૬.
૫–૬–૪૪.



## : પુરુષ પાત્રો :

વેનિસના ડ્યૂક

મોરોક્કોના રાજા } પોર્શિયાને પરણવા ઇચ્છનારા
એરૅગોનના રાજા }

એન્ટોનિયો ... ... વેનિસનો વેપારી

બસાનિયો ... એનો મિત્ર અને પોર્શિયાના હાથનો ઉમેદવાર

સોલૅનિયો }
ગ્રેશિયાનો } એન્ટોનિયો અને બસાનિયોના મિત્રો
સેલેરિયો }

લૉરેન્ઝો ... ... જેસિકકા સાથે પ્રેમમાં

શાયલૉક ... ... એક ધનવાન યહૂદી

ટ્યુબલ ... ... એનો મિત્ર એક યહૂદી

લૉંસેલૉટ ગોબો ... મશ્કરો એનો નોકર

વૃધ્ધ ગોબો ... ... લૉંસેલૉટનો બાપ

લીઓનાર્ડો ... ... બસાનિયોનો નોકર

બાલ્ઝાલ્યાર }
સ્ટીફાનો } પોર્શિયાના નોકરો

## : સ્ત્રી પાત્રો :

પોર્શિયા ... ... એક ધનવાન સ્ત્રી

નેરિસ્સા ... ... એની પરિચારિકા

જેસ્સિકા ... ... શાયલૉકની પુત્રી

તે ઉપરાંત વેનિસની રાજસભાના દરબારીઓ ન્યાયસભાના અમલદારો, જેલર, પોર્શિયાના નોકરો અને અન્ય સેવકો

સ્થળ–વેનિસ અને પોર્શિયાનું ગૃહ બેલ્મૉંટ



## અંક ૧ લો

### પ્રવેશ પ્હેલો

[વેનિસમાં એક રસ્તો.
[એન્ટોનિયો, સેલેરિયો અને સોલેનિયો આવે છે.

**એન્ટો** :–ના જાણું શોક કેમ આ પીડતો, આજકાલ તો
મને; છું હું ય કંટાળ્યો એથી અને કહો, તમે
પણ થાકયા છ એ થકી. કયાંનો એ ચેપ, કયાં થકી
વળગ્યો ને કઇ રીતે, શેનો બનેલ એ અને
જન્મ કયાંથી, હજી રહ્યું બાકી તો શોધવું મને.
પણ એ શોકથી એવો બન્યો છું જડ બુદ્ધિ હું,
કે ના હું જાતને પણ ઓળખી શકતો ખરે.

**સેલે** :–ઊછળે મન તો તમ, પીઠ પરે સમુદ્રની
ઊછળે તમ કાફલો જ્યાં નૌકાનો, ફુલેલ છે
સઢ વાયુ થકી જેના, કો મહારાવ કે ધની
મહાજન સમાં લાગે, કે જાણે સાગરે તરે
દુર્ગો, ને અન્ય જે પાસે વહાણો હોડકાં સમાં,
નમે આદર સાથ એ વળી જ્યાં પાસથી થતાં
પસાર સઢની પાંખે–

**સોલે** :–મહાશય! ખરૂં કહું, આદર્યું હોત સાહસ,
મેં જો આવું, હતે મુજ ધ્યાન તો પરદેશમાં
મુજ એ સર્વ આશાઓ સાથે, ને તૃણ ઘાસના
હતે ઉરાડતો જોવા, કયાં વાતો વાયુ; હોત હું
જોતો એ નકશા સહુ બારાં ને બંદરો વળી
ગોદીના; જે થકી મુજ સાહસ ભયમાં ગણું,
શંકા યે એ તણી મને શોકાતુર બનાવ તે.

**સેલે** :–પીતાં ગરમ કો વસ્તુ થંડી જે પાડતી મુજ ફૂંક તે આણતી શીત મને તો તાઢના, અરે વિચારે હું કરૂં હવા જો એ ફૂંકાય જોરથી સમુદ્ર પર ઘાણુ એ શો વાળે. વાલુકા વળી જોઉં હું દોડતી જ્યારે ઘટિકા યંત્રમાં, મુજ દૃષ્ટિ સમીપ આવતાં રેતાળ પટ છીછરા જલના, ને અમોલ એ નૌકાના તુતકો, મુજ, ડૂબ્યાં દેખાય રેતીમાં; ઉન્નત ડોળ એ તણો, નીચો નમેલ કેડથી જાણે કે ચુમવા નિજ સ્થાનને મૃત્યુ શય્યાના. જાઉં હું દેવળે અને જોઉં પત્થરની પુણ્ય એ કૃતિ, નવ આવતા શું યે વિચાર ભીષણ એ ભેખડો તણા, મૃદુ નાવને મુજ જે અરે અડતાં સાથ પાથરે ઢગલા જળની પરે સૌ તેજાના તણાં: અને ઓરાદે ગર્જતાં વળી નીરને, મુજ રેશમી તાકાઓ, એક શબ્દમાં કહું અમૂલ્ય આ ક્ષણે અન્ય ક્ષણે જ તુચ્છ સૌ એ તો બને? ખરેજ જો મારૂં આ મન રે કરે આવા વિચાર શું ન એ શોકાતુર બને ભયે એ સંભવિતતા તણાં? નથી જરુર કે'વાની, એન્ટોનિયો, ખરે જ હું જાણું સંતપ્ત છે નિજ વ્યાપારના વિચારથી.

**એન્ટો** :–ના, ના, ખરૂં કહું; અને માનું હું ઉપકાર એ મુજ ભાગ્ય તણો કે ના ખેડું સાહસ સાગર એકને જ વિશ્વાસે, ને એક જ સ્થળને; નથી બાંધી આ વર્ષના વળી ભાગ્ય ચક્રે જ, દોલત સૌ મારી. ના છઉં દુ:ખી ખ્યાલે વ્યાપારના ખરે.

સોલૅ: તો પ્રેમમાં જ છો તમે-

એન્ટો :- અરે ધિક્ ધિક્

સોલૅ :-પ્રેમમાં યે નહીં ? તો તો છો શોકાતુર કારણ
ના આનંદી તમે અને કે'વું સહજ છે તમે
હસો કૂદો અને કહો કે છો આનંદમાં વળી
કેમકે ના તમે દુઃખી; ખાઉં સમ દ્વિમુખ એ
જેનસના,[1] કુદરતે મનુષ્યોયે વિચિત્ર છે
ઘડ્યાં, કોઇ, આંખ જેની હાસ્યના ભારથી સદા
અર્ધ મીંચેલ છે ઝીણી, હસે પોપટ[2] જેમ એ
કો મુરલી બજાવતો સુણી; ને અન્ય જે તણી
ખાટી સુરત તો એવી, દાંતે ના બતલાવતા
જરી યે સ્મિતથી જો કે શારદા યે સ્વયં કહે
એ ઉપહાસ તો ખરે હસવા સરખો છતાં.
(બસાનિયો, લોરેંઝો, ને ગ્રેશિયાનો આવે છે.)
આવ્યા બસાનિયો આ તો મહાશય સંબંધી જે
આપના, ગ્રેશિયાનો ને લૉરેન્ઝોયે. પ્રણામ છે.
ને જશું આપને મૂકી શુભ એ સહવાસમાં.

સોલૅ :-હું રહ્યો હોત જોવાને ખુશ મિજાજ આપનો
ના આવ્યા હોત મિત્રો જો આ તો અધિક મૂલ્યના.

એન્ટો :-તમારૂં મૂલ્ય ના ગણું ઓછું. બોલાવતો તમ
વ્યવહાર જ. આ તમે બ્હાનું કાઢ્યું જવા તણું.

સોલૅ :-નમસ્કાર મહાશયો !

---

૧ રોમના એક દેવનું નામ. એને બે મસ્તક હતાં.

૨. પોપટ જેમ સમજ્યા વિના બોલે તેમ વગર અર્થનું હસે.

**બસા** :–ભલા મહેરબાનો! રે વળી ક્યારે હસીશું સૌ
સાથે? બોલો અરે ક્યારે! આજકાલ તમે બન્યા
પરાયા જેમ, ને એ શું રે આવશ્યક લાગતું?

**સેલૅ** :–અવકાશ અમારો તો શોધશે યોગ્ય કાળે એ
ઇષ્ટ સમય આપનો.

(સેલૅ ને સોલૅ છે.)

**લૉરે** :–મહાશય બસાનિયો! મળ્યા એન્ટોનિયો, હવે
અમે બેયે જશું, પણ ભોજન સમયે કયે
સ્થળે છે મળવું, તમે રાખજો સ્મૃતિને વિશે.

**બસા** :–હું ના ભૂલીશ એ વિશે.

**ગ્રેશિ** :–એન્ટોનિયો મહાશય! દીસો અસ્વસ્થ આપ તો.
કાળજી દુનિયા વિશે છે બહુ આપને. પણ
બધું જ આખરે જાય ચિન્તા વડે ખરીદતા
જે એને. રે ખરે જ છો આપતો બદલાયલા–

**એન્ટો** :–દુનિયા, ગ્રેશિયાનો! હું દુનિયા જેમ લેખતો.
એ રંગભૂમિ છે બેલે જ્યાં પ્રત્યેક મનુષ્ય તો
નિજ પાઠ, અને દુઃખી પાઠ ભજવવો મને–

**ગ્રેશિ** :–તો બનું રંગલો હું તો. હાસ્યને ઉપહાસથી
ભલે કરચલી મુખે; ને પિત્તાશય તો ભલે
ઉષ્ણ બને સુરાથી, ના પણ હૈડું બને શિત
એ પ્રાણ હર હાયોથી. શા કાજે માનવી, અરે
એ, છે રુધિર જે તણું ઉષ્ણ, જડ બને નિજ
દાદાના પૂતળાં સમો પત્થરના! અને વળી

એ જાગ્રત છતાં ઉંઘે ? શા માટે પિત્તવ્યર્થ તો
ઉકાળી ભોગ એ બને કમળાનો ? ખરૂં કહું.
એન્ટોનિયો ! મને પ્રેમ તારામાં. પ્રેમ બોલાવે
મને. છે કેટલાક તેઃ એવા કે જે તણી મુદ્રા
એ બંધિયાર પાણીની જેમ, ઉપરથી બહુ
દૂધીયા શ્વેત રંગી, ને જાણીને મૌન ધારતી.
બતાવવા ડહાપણ ગાંભીર્ય, ચતુરાઇનો
ડોળ, જાણે કહેતી કે "હું વાચસ્પતિ જે સમે
ખોલું મુખ, ન કો શ્વાને ધૃષ્ટતા ભસવા તણી
કરે !" એન્ટોનિયો મારા ! મને છે જાણ લોકની
આવા, મનાય જે ડાહ્યા ન બોલવા થકી ; પણ
જો બોલે રે ખરૂં કહું શ્રોતાનાં કર્ણ તો અરે
અપમાને, અને સુણી એને ઇલ્કાબ મૂર્ખનો
આપે જરૂર રે વિના અચકે. પણ આ વિષે
વળી કો અન્ય વેળાયે. ના ગલ તું વિષાદનું
નાખ એ મૂર્ખ મત્સ્ય રે લોકમત તણે કાજે.
લૉરેન્ઝો ! ચાલ તું ભલા. તત્કાળ તો પ્રણામ છે.
વ્યાખ્યાન આ કરીશ હું પૂરૂં ભોજનની પછી.

**લોરે** :—ને મળશું હવે તો એ ભોજનને સમે. અરે
હું તો હઇશ મૂક એ પ્રાજ્ઞપુરૂપ, કારણ
ગ્રેશિયાનો મને કદી ના દેતો બોલવા કશું.

**ગ્રેશિ** :—રે'જે સંગતમાં મારી બીજાં બે વર્ષ ને પછી
જો જે અવાજ ના તારી જીભનો સાંભળીશ તું.

**એન્ટો** :—પ્રણામ. ને લવારા આ પછી વાચાળ હું બનું.

**ગ્રેશિ :**—ઉપકાર. ખરે શોભે મૌન તો મૃત આખલા
કેરી જીભે, અથવા એ અપરિગ્રાહ્ય સ્ત્રી તણી.
(ગ્રેશિ. ને લૉરે. જાય છે)

**એન્ટો :**—છે આનો અર્થ તો કશો ?

**બસા :**—વેનિસમાં વિશેશ તો સૌથી અર્થ વિનાનું એ
ગ્રેશિયાનોજ બોલતો. ને દાણા અર્થના ખરે
બેજ એ કોળના થૂંલાં ભરેલી બેઉ કોઠીમાં
ને એ આખોય દા'ડો જો શોધે મળે; અને મળે
લાગે એ શોધ વ્યર્થ તો.

**એન્ટો:**-હવે તું બોલ સન્નારી કેમ એ, ગુપ્ત જે તણાં
દર્શન કાજ, લીધી'તી પ્રતિજ્ઞા તેં અને મને
કે'વાનું જે વિશે આજે આપ્યું વચન તેં હતું.

**બસાઃ**-એન્ટોનિયો ! અરે જાણે તું તો, દોલત કેટલી
મેં ખર્ચી, એ બતાવવા ભપકો તો વિશેષ, જે
સ્થિતિ મારી ટકાવી ચે ના ·શકે. નવ દુઃખ છે
કો મને, કાપવા ખર્ચ સહુ મોટો હવે; પણ
ચિન્તા વિશેષ તો આ છે મને, મુક્ત થવા સહુ
ભારે દેવાં થકી અરે દાટયો છે ખૂબ જે વડે
ઉડાઉ સમયે મને. એન્ટોનિયો ! તનેજ છે
આભારી સર્વ આ દ્રવ્ય ને પ્રેમ. પ્રેમ જે તુજ,
આપે વિશ્વાસ તો મને, કે તું કહીશ, શી અરે
યુક્તિ પ્રયુક્તિ આદરું દેવાંથી મુક્ત આ થવા.

**એન્ટો:**-ભલા બસાનિયો ! કહે અને એ શુદ્ધ દ્રષ્ટિયે

જો પ્રતિષ્ઠાતણી, જેમ હજી છે તુંય તો ખરે
રાખ વિશ્વાસ, આ દ્રવ્ય મારૂં, રે હું સ્વયં, અરે
મારૂં સર્વસ્વ આપું હું ઋણમુકત થવા તને.

બસા:—એ વિદ્યાર્થીદિનોમાં જ્યાં, ખોવાય બાણ એક તો
છોડતો અન્ય ને એજ દિશામાં, એજ પંથ, ને
જો તો હું ધ્યાનથી પડે કયાં એ, એ રીત બેઉ યે
મળે. શૈશવનો ધરૂં હું અનુભવ આતમ
કાજે. શું પણ થાય એ પછી અજ્ઞાન છું ખરે.
બહુ ઋણી છઉં તારો, સ્વચ્છન્દી એ યુવાનની
જેમ, મેં પણ ખોયું સૌ જે તેં આપેલ. ઇચ્છતો
જો ફરી બાણને તારા છોડવા એ દિશા મહીં
છોડયું પ્રથમ તેં જયાં; ના શંકા મને, નિહાળતો
વળી એ લક્ષ્ય જો બહુ સાવધાન, મળે ફરી
બે પાછાં ને ન તો બીજું મળે નકી. અને રહું
પ્રથમ માટ તો તારો રે સદાકાળ હું ઋણી.

એન્ટો:–અરે તું ઓળખે મને ને વ્યથા કાળક્ષેપ તું
કરે, મુજ પ્રેમને આમ આ ગોળ ગોળ તો કહી.
રે એ શંકાજ માત્રથી કે વિશેષ સહાય હું
આપું વા ના, બધું જ એ મારૂં ખોયા થકી અરે
મને અન્યાય તુ વધુ કરે. માટે કહે હવે
શું કરવું. ઘટે જે તો કરવું તુજ દષ્ટિ યે
મારે, તત્પર હું તો છું એ કરવા. કહે કહે.

બસા:—બેલ્મૉન્ટમાં એક વસે સુનારી,
શ્રીમંતને રૂપવતી, ગુણો તો
એથીય છે અદ્ભુત અન્ય એના.

રે પાઠવ્યા છે બહુ વેળ એણે
પેગામ, દગબાણ વડે અબોલ.
છે પોર્શિયા નામ. ન ઊતરે એ
કેટો [1] સુકન્યા અથવા બ્રુટસ્ [2] ની
સ્ત્રીથી, ધરે નામ જ જે તણું તો.
રે યોગ્યતા એ તણી વિશ્વ જાણે
ને ચોદિશાથી ઘસડાઇ આવે
પ્રખ્યાત સૌ યાચક પ્રેમના તો.
કેશાવલિ કાંચનવર્ણ ભાલે,
સુવર્ણ એ ઊન [3] સમીજ સોહે,
બેલ્મૉન્ટ કૉલ્ચેસ [4] બને જ જેથી,
ને શોધતા જે સન [5] આવતા સૌ.
એન્ટોનિયો ! દ્રવ્ય હતેજ પાસે
એ શોધમાં શામિલ થાત હું યે.
સાચેજ આ અંતર ભાખતું કે
જીતીશ હું છે બળવાન ભાગ્ય.

એન્ટો:—તને તો જાણ છે વસે સૌ લક્ષ્મી મુજ, સાગરે.
નથી તો ધન કે વસ્તુ જેથી તત્કાળ હું તને
આપું રોકડ દ્રવ્ય તો. જા, અંને મુજ સાખ જે

---

૧. ૨' કેટોની પુત્રી અને બ્રુટસ્ રોમના સમ્રાટ જુલીયસ સીસરને મારી નાખનારની સ્ત્રી ૩. ૪. ૫. ગ્રીસની દંતકથા એવી છે કે ફ્રીકસસનું, એથે મસનો પુત્રનું થેસલીમાં દુકાળ શમાવવા બાલેદાન આપવાનું હતું. પરંતુ એ સોનાના ઊનવાળાં ઘેટાં પગ બેસી નાસી છુટયો. કોલ્ચોસમાં આવી એણે યજ્ઞ કર્યો તેમાં ઘેટાંનું બલિ ધરાવ્યું પરંતુ એના સોનાના ઊંનનું ચામડું રાજાને આપ્યું. રાજાએ એ પવિત્ર ઓકના ઝાડ પર રાખ્યું. આ ચામડાનો મહિમા એટલો બધો વધ્યો કે એને લેવા ઘણાં વીરો કોલ્ચોસ આવવા લાગ્યા. આખરે એ જેસને લીધું.

વેનિસને વિશે દ્રવ્ય એ પર લે ઉધાર ને
યથેચ્છ, બેલ્મૉન્ટ અને પોર્શિયા પાસ જે થકી
જઇ શકીશ તું. અરે જા વિચારીશ હું ય કે
દ્રવ્ય ક્યાંથી મળે. અને ના કરૂં પ્રશ્ન દ્રવ્ય એ
મળ્યું વ્યાપાર ખાતે કે વિશ્વાસે મિત્રતા તણે.



## અંક ૧ લો
### પ્રવેશ બીજો

[બેલ્મૉંટ. પોર્શિયાના ગ્રહનો એક ખંડ.
[પોર્શિયા અને નેરિસ્સા આવે છે.

**પોર્શિ :**—ખરૂં કહું નેરિસ્સા! ક્ષુદ્ર આ શરીર મારૂં તો,
ખૂબ જ કંટાળ્યું છે વિરાટ વિશ્વથી.

**નેરિ :**—મધુર મહાશયા! ખરે જ કંટાળો, જો જેટલા મોટા પ્રમાણમાં સંપત્તિ છે, એટલા જ પ્રમાણમાં આપત્તિ હોય તો. ને છતાં હું જોઉં છું કે મનુષ્યો અતિ તૃપ્તિથી યે આજારી થાય છે, એ તૃપ્તિના અભાવે ભૂખે મરતા લોકની જેમ. એટલે જ એ મધ્યમ સ્થિતિમાં રહેવું એ કંઇ મધ્યમ સુખ નથી. અધિકતા તો કાળ જતાં પાળેયાં સાથે આવે, પરંતુ યોગ્યતા એ જ ચિરકાળ ટકે.

**પોર્શિ :**—સુવાકયો અને બોલાયાં યે સારાં.

**નેરિ :**—એ આચારમાં મૂકાય તો સારાં.

**પોર્શિ :**—'કરવું' એ 'શું કરવાથી શ્રેય છે', એ જ્ઞાનથી સહેજ હોત તો તો દહેરીઓ ભવ્ય મંદિરો હોત અને ગરીબ ઝુંપડાં રાજાના મહાલયો. ખરે જ એ ઉપદેશકને ગણું મોટો, જે નિજ બોધ પ્રમાણે ચાલે. વીસ જણને હું શીખવી શકું સહેલાઇથી શું યોગ્ય કરવું. પરંતુ ના એ વીસમાંની એક થઇ શકું જે વર્તે એ જ શિક્ષણ પ્રમાણે. બુદ્ધિ તો શરીર માટે કાયદા ઘડે, પરંતુ ગરમ સ્વભાવ એ શીત શાસનને ઉલ્લંઘે એવું

ઉલ્લંઘનાર સસલું તે ઉન્માદ એટલે યુવાની જે અપંગ શા સુબોધની જાળે ઓળંગે. પણ આ દલીલો મને પતિ 'પસંદ કરવાનો રાહ નહી દાખવે—હાય એ શબ્દ 'પસંદ કરવું !' ઇચ્છિત ને હું ના પસંદ કરી શકું કે ના અનીચ્છિતને હું ના કહી શકું ! આમ સજીવ પુત્રીની ઇચ્છાને મૃત પિતાની ઇચ્છા અવરોધે. રે એ શું દુર્ભાગ્ય નથી નેરિસ્સા ! કે ના હું એકને હા પાડી શકું કે ના એકેને ના યે પાડી શકું ?

નેરિ :—પિતા આપના સદ્‌ગુણી હતા. અને સંત પુરૂષોને મૃત્યુ વેળા યે શુભ પ્રેરણા થાય છે તે પ્રમાણે એમણે આ શરત મૂકી છે કે સુવર્ણ, રૌપ્ય ને સીસકની પેટીઓમાંથી એમનુ મન સમજી શકે તે આપને વરે; અને એ જે આપના પ્રેમને યોગ્ય હશે તે જ ખરેખર સમજી શકશે. પણ જે રાજવંશી ઉમેદવારો પધાર્યા છે તેમાંથી છે કોઇના પર આપનો પ્રેમ ?

પોર્શિ :—એમના નામ તું બોલ. અને જેમનું નામ બોલશે તેમ હું તેમને વર્ણવીશ, મારા વર્ણનથી મારો પ્રેમ કેટલો એ તું કળી શકીશ.

નેરિ :—પહેલાં તો નેપલ્સના રાજકુમાર.

પોર્શિ :—એ તો કંઇ અશ્વનો જ અવતાર લાગે છે, એમના ઘોડા સિવાય એ બીજી વાતે નથી કરતા. અને પોતે જ ઘોડાને નાળ બાંધી શકે છે એ

પોતાનામાં મોટામાં મોટી લાયકાત માને છે. ખરે જ એમની માતાએ કોઇ લુહારનું મોં જોયું હશે!

નેરિ :—પછી પેલેસટાઇનના અમીર.

પોર્શિ :—એમનાં તો ભવાં હંમેશાં જ ચઢેલાં. જાણે કે કહેતા ના હોય 'મને તો તમે નહી જ પસંદ કરો! એ હાસ્યજનક વાતો સાંભળે છે પણ સ્મિતે કરતા નથી. મને તો ભય છે કે ઘડપણમાં એ રડતા ફીલસુફ થવાના, જો યુવાનીમાં આટલું અવીનયી ગાંભીર્ય ધારે તો. આના કરતાં હું તો મોંમાં હાડકું મૂકેલ મડદાં સાથે પરણવાનું પસંદ કરૂં. ઇશ્વર આ બેમાંથી મને બચાવે!

નેરિ :—ફ્રાન્સના ઉમરાવ લબોં વિશે શું કહો ?

પોર્શિ :—ઇશ્વરે એને ઘડયો છે તો ભલે એ મનુષ્યમાં ખપે; અરે મશ્કરી કરવી એ પાપગણું છતાં આ!—નેપલ્સના રાજકુમાર કરતાં એમની પાસે વધારે સારો ઘોડો છે, પેલેટાઇનના અમીર કરતાં ભવાં ચઢાવવાની ટેવ એમનામાં વધારે સારી છે. એ એક પુરૂષ નથી–પ્રત્યેક પુરૂષનું કંઇક એમનામાં છે. કો પંખીનેયે ગાતું સાંભળે તો એ નાચવા મંડી પડે, ને પોતાના પડછાયા સાથે યે લડે. એને જો પરણું તો વીસ વરોને પરણવા બરોબર. એ મને ધિક્કારે તો હું એને ક્ષમા કરૂં પણ એ જો મારા પ્રેમમાં મસ્ત બને તો તો હું એમને કદાપિ સંતોષી ના શકું.

નેરિ :—તો ઈંગ્લંડના ઉમરાવ ફોલ્કનબ્રીજ વિશે શું ધારો છો ?

પોર્શિ :—તું જાણે છે કે હું એની સાથે બોલતીજ નથી, કારણ કે એ મને સમજતા નથી અને હું એને નહી. એમને લેટીન, ફ્રેન્ચ કે ઈટાલીયન ભાષામાંથી એકે આવડતી નથી અને મને તું કોરટમાં સોગન ખાઇ કહી શકે કે અંગ્રેજી આવડતું નથી. એ ચિત્ર તો યોગ્ય પુરૂષનું છે, પણ એ મૂક પ્રદર્શન સાથે કોણ વાત કરી શકે ? અને કેવો વિચિત્ર પોશાક ! મને લાગે છે કે એમણે ડગલો ઇટલીથી, પાટલુન ફ્રાન્સથી, શિરવેષ જર્મનીથી અને રીતભાત સર્વત્રથી ખરીદ્યાં છે.

નેરિ :—એમના પડોશી સ્કૉચ ઉમરાવનું શું ?

પોર્શિ :—એમનામાં પડોશીનો પરમાર્થ છે. અંગ્રેજ પાસેથી એમણે મુક્કો ઉછીનો લીધો કાન પર— અને વાળી શકાય ત્યારે પરત કરવાના શપથે લીધા. હું ધારૂં છું કે પેલા ફ્રેન્ચે બીજા માટે બાંહેધરી આપી છે.

નેરિઃ—સેકસનીના ઉમરાવના ભત્રીજા એ જર્મન યુવાન વિશે તમારો મત કેવો છે ?

પોર્શિ:—બહુજ ખરાબ પ્રભાતે, જ્યારે એ નશા મુક્ત હોય છે; અને બહુજ ખરાબ મધ્યાન્હે જ્યારે એ મદિરામસ્ત હોય છે. જ્યારે એ સારા હોય છે ત્યારે

મનુષ્યથી થોડા ખરાબ છે; અને જ્યારે એ ખરાબ હોય છે ત્યારે તો પશુ કરતાં પણ જરા સારા નથી. રખે જો અનિષ્ટ થાય તો હું એના વિના ચલાવીશ.

**નેરિ:**–એ જો હરીફાઇમાં ઊતરે અને ખરી પેટી પસંદ કરે ને તમે એને પરણવાની ના કહો તો તમે તમારા પિતાની ઇચ્છાનો અનાદર કરશો.

**પોર્શિ:**–તેથીજ અનિષ્ટ વિચારીને, તું એક મોટા પ્યાલામાં રહાઇનનો દારૂ ભરી ખોટીજ પેટીપર મૂકજે, કારણ જો શેતાન એને હૈડે અને આ પ્રલોભન એની સામે, મારી ખાતરીજ છે કે એ એને પસંદ કરશે. નેરિસ્સા! એક [૧] વાદળીને પરણવા કરતાં હું તો બીજું કંઈ પણ કરૂં.

**નેરિ:**–ભવતી! આ ઉમરાવોમાંથી કોઇને પરણવાની બીક રાખશોના. એમણે પોતેજ મને એમનો નિશ્ચય જણાવ્યો છે. અને એ તો આ કે જો તમારા પિતાની ઇચ્છા પ્રમાણે આ પેટીની પસંદગી સિવાય બીજે રસ્તે તમને મેળવી ના શકાય તો એમનો વિચાર પોતાને ગૃહે સીધાવવાનો છે અને એમની પ્રેમ યાચનામાંથી તમને મુકત કરવાનો છે.

**પોર્શિ:**–હું શબરી જેવી વૃદ્ધ થાઉં તોયે શારદા

૧ વાદળીનો ગુણ પાણી ચુસવાનો. એટલે જે આખો વખત દારૂ ચુસ્યા કરે તેને વાદળી કહે છે.

જેવી બ્રહ્મચારીણી મરીશ સિવા કે મારા પિતાની ઇચ્છા પ્રમાણે મને કોઇ મેળવી શકે. આ મારા પ્રેમીઓનું પોટલું આટલું સમજુ છે એથી મને આનંદ થાય છે, કારણ એમાંથી એક પણ નથી જેની ગેરહાજરી હું ના ઝંખતી હોઉં; અને ઇશ્વર પાસે મારી નમ્ર પ્રાર્થના છે કે એમનાં પ્રસ્થાનમાં વિઘ્ન ના આવે.

નેરિ:—ભવતી ! આપને યાદ છે આપના પિતાના સમયમાં મોંટ ફેરાટ ના ઉમરાવ સાથે એક વીર અને વિદ્વાન વેનિસના યુવાન અહીં આવતા ?

પોર્શિ: હા, હા, એ બસાનિયો; હું ધારૂં છું કે એજ એમનું નામ છે.

નેરિ:-હા ભવતી ! મેં મૂર્ખીએ જોયા હોય એ બધા પુરૂષોમાં મને તો એજ એક, કોઈ સુંદરીને લાયક લાગતા.

પોર્શિ:-મને બરોબર યાદ છે. અને એ તારી પ્રશંસાને પાત્ર છે એ પણ જાણું છું.

(નોકર આવે છે.)

કેમ વળી શું છે ખબર ?

નોકર :—આ ચાર પરદેશી મહેમાનો ભવતી ! આપની રજા ઇચ્છે છે અને એક પાંચમાં મોરોક્કોના રાજા તરફથી દૂત આવ્યો છે જણાવવા કે રાજાજી આજ રાતના અહીં પધારશે.

પોર્શિ :--આ ચારને જે હૃદયથી હું રજા આપું છું એવાજ હૃદયથી આ પાંચમાને આવાકાર આપી શકું તો એના આગમનથી મને ખરેજ આનંદ થાય. એ શેતાન૧ શરીરમાં ભલે સંત હોય, મને ભલે એ શિખ્યા બનાવે પણ ના સ્ત્રી એની. ચાલ નેરિસ્સા ! અલ્યા તું થા આગળ ! એક પ્રેમી સીધાવે ત્યા બીજો બારણું ઠોકતો આવે.

૧. મોરોકકોના એટલે રંગે કાળા માટે શેતાન શરીર.

## અંક ૧ લો
### પ્રવેશ ત્રીજો

[વેનિસ, એક રાજમાર્ગ
[બસાનિયો. અને શાયલૉક આવે છે.

શાય :--ત્રણ હજાર ડકેટ,[૧] ઠીક.

બસા :--હા, મહાશય ! ત્રણ મહિના માટે.

શાય :—ત્રણ મહિના માટે, ઠીક.

બસા :—જેને માટે મેં તમને કહ્યું કે એન્ટોનિયો બંધાશે.

શાય :--એન્ટોનિયો બંધાશે, એ તો ઠીક.

બસા :—મને મદદ કરશો ? મારા પર કૃપા કરશો ? મને જવાબ આપશો ?

શાય :--ત્રણ હજાર ડકેટ, ત્રણ મહિના માટે, ને એન્ટોનિયો બંધાય છે.

બસા :--તમારો જવાબ ?

શાય:-એન્ટોનિયો સજ્જન છે.

બસા:-એની વિરૂદ્ધ કંઇ સાંભળ્યું છે ?

શાય:-અરે ના, ના, ના, ના: એને સજ્જન કહેવાનો મારો અર્થ એટલોજ કે એ એકલાજ પૂરતા છે, છતાં એમની મીલ્કત તો અત્યારે આશરેજ

૧ એક ચલણી નાણાનો સીક્કો.

ગણાવાય. એમનો એક કાફલો ત્રિપોલી તરફ ઉપડયો છે, બીજો હિંદ તરફ અને રિયાલ્ટોમાં મને ખબર પડી છે કે ત્રીજો મેકસીકો ને ચોથો ઇગ્લંડ તરફ જાય છે; વળી બીજાંયે સાહસો પરદેશમાં પથરાયલાં છે. પણ વહાણ એટલે પાટીયાં, ખલાસીઓ પણ મનુષ્ય અને જમીનના ઉંદરડા તેમ પાણીના યે ઉંદરો, પાણીના ચોરો ને જમીન ના ચોર, હું કહું છું ચાંચીયા; અને વળી પાણી પવન ને ખડકોનો ભય; છતાં યે એ મહાશય પૂરતા છે. ત્રણ હજાર ડકેટ, મને લાગે છે કે એમની બાંહ્યધરી હું લઇશ.

**બસા**:—ખાતરીથી તમે લઇ શકો છો.

**શાય**:—મારી ખાતરી થયે હું લઉં. અને મારી ખાતરી થાય એ હું વિચારીશ. એન્ટોનિયો સાથે હું વાત કરી શકું?

**બસા**:—અમારી સાથે જો ભોજન લેશો તો.

**શાય**:—હા ડુક્કરનું માંસ સુંઘવા! તમારા પેગમ્બર નાજરીથે જેનામાં શેતાનનો અંશ ગણ્યો છે તેને ખાવા? હું તમારી સાથે ખરીદીશ, વેચીશ, વાત કરીશ, ચાલીશ, એ સર્વ કરીશ પણ હું તમારી સાથે ખાઇશ તો નહી, કે પીશ નહી કે પ્રાર્થના કરીશ નહી. રિયાલ્ટો પર શા સમાચાર? આ કોણ આવે છે?

(એન્ટોનિયો આવે છે)

બસા :–આ મહાશય એન્ટોનિયો.

શાય :–(સ્વગત) કેવો માલિક પીઠાના જેવો એ પટુડો દીસે ! ધિક્કાર તો મને છૂટે ખ્રીસ્તી છે કારણે; પણ એથી વિશેષ તો નીચ ભલાઇમાં અરે ધન ધીરતો એ વિના વ્યાજે, અને વેનિસમાં બહુ એ રીતે દર વ્યાજનો તો છે ઘટયો. ખરે મળે એ લાગ જો મને, કરૂં તૃપ્ત હું મુજ વેરને પુરાણું. એ તિરસ્કારે અમ પવિત્ર જે પ્રજા. વેપારી થાય જ્યાં સહુ ભેળા, નિન્દા કરે વળી મારી, ને મુજ સોદાની, સાફલ્યથી બચાવેલ એ ધનની, કહે જેને વ્યાજ એ. કુળને મુજ ધિક્કાર છે ક્ષમા કરૂં હું જો કદાપિ એહ ને.

બસા :–શાયલૉક ! સુણો તમે ?

શાય :–કરતો હું વિચાર એ આજની મુજ શી સ્થિતિ તે વિશે. સ્મૃતિ સત્ય જો, જાણું ના રોકડા ત્રણ હજાર ડકેટ તો હું તત્કાળ મુજ પાસથી કાઢી શકું. અરે છે શું એમાં ? ટયુબલ છે બહુ દ્રવ્યવાળો યહુદી તો અમ જાતિ વિશે, મને ધીરશે. પણ શાંત ! રે બોલો એ માસ કેટલા માટે ? (એન્ટો. ને) મહેરબાન ! રે સાચે નામજ આપનું છેલ્લું અમ મુખે હતું.

એન્ટો :–શાયલૉક ! ઉધારતો ના કે ના ધીરતો કદી દ્રવ્ય કોને, વિશેષ તો આપી કે બદલે લઇ. પણ છે મુજ મિત્રની અપેક્ષા બહુ ઉત્કટ

કારણે, ત્યાગતો એ હું મુજ રિવાજને. અરે
જાણતો કેટલા તને દેવાના ?

શાય :— હા ડકેટ તો
ત્રણ હજાર દેવાના.

બસા :— ને ત્રણ માસને માટે.

શાય :—હું ત્રણ માસ તો ભૂલ્યો. મને કહેલ એ તમે
ને દસ્તાવેજ આપના નામનો. મળતા મને
જ્યારે આપ, કહો ના તો ઉધારતા ન ધીરતા
વ્યાજ ખાતર તો કદી.

એન્ટો :— એ કાજે તો ખરેજ ના.

શાય :—જ્યારે જેકબ[1] તો નિજ કાકા લેબનના[2] સહુ
ચરાવતો હતો મેઢાં—ને આ જેકબ તો હતો
ભાગ્યશાળી, અમારા એ પિતા અબ્રામનો[3] નિજ
શાણી એ જનની તણી સહાયથી હતો ખરે
ત્રીજો વારસ, હા ત્રીજો—

એન્ટો:— અરે શું એ વિશે ? એયે
લેતો' તો વ્યાજ શું ખરે ?

શાય:—ના, વ્યાજ ના તમે જેને સીધું વ્યાજ કહો, પણ
જુઓ શું જેકબે કર્યું. લેબન સાથ એને તો
હતો કરાર કે જન્મે કાબરચીતરાં સહુ
મેઢાં, જેકબને મળે મ્હેનતાણું ચરાવવા

૧-૨ યહુદી દંતકથામાંની વ્યક્તિઓ ૩ અબ્રાહમ યહુદીઓનો પ્રથમ પુરૂષ.

માટે. શરદ આખરે માદાઓ તપ્ત કામથી
નર પાસે ગઇ, અરે કુશળ ભરવાડે તો
તે વેળા યષ્ટિઓ ઘડી વૃક્ષશાખા તણી, ધરી
માદા સામે ગર્ભાધાન સમે. સમય તો જતાં
જન્મ્યાં બચ્ચાં ખરેજ તે સહુ કાબર ચીતરાં.
મળ્યાં જેકબને તેથી. આયે માર્ગ હતો થવા
સમૃદ્ધ તો ખરે અને સુભાગી એ હતો. ખરે
છે એ સંગ્રહ આશ્રિત જો ના ચોરી થકીજ એ.

એન્ટો :—આ તો પ્રયોગ શેઠજી! કીધો'તો જેકબે. અને
એનું જે પરિણામ તે બહાર શકિતની હતું
એની, પણ હતું એ તો હાથમાં પ્રભુના ખરે.
આ શું દલીલ વ્યાજની સબળ કરવા કાજે,
કે પછી છે સુવર્ણ ને ચાંદી, મેઢાં સમા તુજ?

શાય :—ના જાણું. પણ ઉત્પાદ ત્વરિત એમના સમો,
વિશેષ દ્રવ્ય ઉત્પન્ન કરૂં હું યે ત્વરા થકી
એ યાદ રાખજો તમે,

એન્ટો :— અરે બસાનિયો! ખરે
શેતાને શાસ્ત્રના સૂત્રો ઉચ્ચારે, નિજ હેતુને
સાધવા. દુષ્ટ આત્મા જે સાક્ષી પુનિત લાવતો
આમ, છે શઠના સમો સ્મિતધારી, અરે ફળ
આમ્ર એ શુભ દેખાવે, ભીતરે તો સડેલ જે.
બાહ્ય દેખાવ છે કેવો ચારૂ અસત્યનો અરે!

શાય :—ત્રણ હજાર ડકેટ મોટી રકમ એ બહુ
ને માસ ત્રણ બાદમાં. ને હવે દર એ તણો—

એન્ટો :–તો શાયલૉક આભારી અમને કરશો તમે ?

શાય :–શેઠ એન્ટોનિયો ! અરે ઘણી વેળા તમે મને
રિયાલ્ટો પર તો મુજ દ્રવ્ય ને ધીરધાર ને
વિશે છે વચનો કહ્યાં. ને મેં ધીરજથી સહુ
ખભો માત્ર ચઢાવીને સહન એ કરેલ છે;
( કારણ છે સહેવું એ લક્ષણ અગ જાતિનું. )
મને નાસ્તિક ને વળી ખૂની કૂત્તો કહો. મુજ
યહુદી વેષની પર થૂંકો, એ સર્વ, કારણ
મારૂં જે, વાપરતો હું. હવે સહાય કાજ છો
આવ્યા તમે, અને વળી કહો છો શાયલૉક ! છે
જરૂર દ્રવ્યની. તમે કહો, જે મુજ દાઢીની
પર થૂંકયા હતા અને કૂત્તા અજાણને મારો ?
તેમ કીધા પ્રહારોયે લતાના તમ બારણે.
ને હવે દ્રવ્ય યાચો છો. તો શું મારે હવે કે'વું ?
હવે ના શું કહું હું કે ના કૂત્તા પાસ દ્રવ્ય છે ?
અરે છે શકય કૂત્તાને માટે ત્રણ હજાર એ
ડકેટ આપવા ? કે હું વાંકો વળી નમું અને
ગુલામ જેમ રોકીને શ્વાસ, અવાજ રૂંધીને
નમ્રતાથી કહું આમ:—
સાહેબ ! બુધવારે જ ગયા, થૂંકયા હતા તમે
મારી પરે, અને મારો તિરસ્કાર દિને વળી
પેલા કર્યો હતો; બીજી કો વેળા કહેલ છે
કૂત્તો મને; અને આ સૌ વિનય કાજ ધીરવું
મારે શું દ્રવ્ય આટલું ?

એન્ટો: :–રે સંભવિત છે ફરી એ પ્રમાણે કહું તને.

તુજ પરે ફરી થૂંકું કે તિરસ્કાર હું કરૂં.
જો ધીરે દ્રવ્ય આ તું, તો ન મિત્ર જેમ ધીરતો,
મૈત્રી કયારે વળી દ્રવ્ય મિત્રના દ્રવ્યથી કરે
પેદા? પરંતુ શત્રુને તારા એ ધીર, જે થકી
જો એ કરાર તોડે તો વિના શરમ દંડ રે
એ ભરાવી શકીશ તું.

**શાય**:—અરે કેમ તમે ગાજી ઉઠો આ આટલાજમાં?
હું મૈત્રી તમ ચાહતો અને પ્રેમ તમારો તો.
જે ફિટકાર આપીને કીધો મને કલંકિત
મથું એ ભૂલવા હું તો. આપું હું દ્રવ્ય યાચતા
જે તમે, ને ન હું લઉં જરાય ધીરધારની
પરે. અને છતાં તમે ના સાંભળો મને! અરે
આપતો હું ભલી રીતે.

**એન્ટો**:— અરે હોત ભલાઇ આ

**શાય**:—એ ભલાઇ બતાવું હું.
ચાલો વકીલ પાસ કો. દસ્તાવેજ લખાવશું
એ પાસે; ને જરા વળી મજા ખાતર જો તમે
એ નિશ્ચિત દિને વા તો એ નિશ્ચિત સ્થળે મને
લખી રકમ જે એમાં ના આપી શકશો પાછી,
દંડ તો લખવો એ કે એક રતલ માંસ તો
તમારા દેહભાગથી ને એય જે મને ગમે
ત્યાંથી કાપી લઇશ હું.

**એન્ટો**:—કબૂલ ને ખરે સહી દસ્તાવેજ પરે કરૂં
ને કહું બહુ છે અરે યહૂદીમાં ભલાઈ તો.

બસા :–એ દસ્તાવેજની પરે ના દઉં કરવા સહી
તને તો મુજ કાજે. રે ભલે અદ્રવ્ય હું રહું.

એન્ટો :–રે ગભરાય છે ભાઇ શા કાજે, દંડ ના મને
ભરવો પડશે. આ બે માસમાં એટલે થશે
પુરી મુદત જે લખી આ દસ્તાવેજને વિશે
એક માસ પહેલાં એ, આશા તો છે મને મળે
અરે ત્રણ ગણું દ્રવ્ય દસ્તાવેજે લખેલ જે.

શાય :–બાપ અબ્રામ ! કેવા છે આ ખ્રીસ્તીઓ ખરેખર !
વ્યવહાર કઠોર જે એમનો જ, બનાવતો
અન્ય તણા વિચારને વિશે સાશંક એમને.
રે બોલો, જો કરાર એ તોડો કરીશ શું ખરે
દંડ આવો ભરાવીને ? રતલ માનવી તણું
માંસ મનુષ્ય પાસેથી લેવું ના યોગ્ય એ, ન તો
લાભદાયી વળી માંસ જેટલું ગાય કે વળી
મેઢાં ને બકરી તણું. ખરૂં કહું ખરીદવા
કૃપા એની બતાવું હું આ મૈત્રી. આ ગમે ભલે
તો લ્યો, ના તો પ્રણામ ને અન્યાય મુજ પ્રેમને
ના કરજો હવે, તમે.

એન્ટો :–હા શાયલૉક, હું કરૂં દસ્તાવેજ પરે સહી.

શાય :–મળો તત્કાળ તો મને, વકીલને ગૃહે અને
આ ગમતી દસ્તાવેજ વિશે એને કહો. હું તો
મુજ ગૃહે જઈ જોઉં એના શા હાલ છે, સોંપ્યું
નાલાયક ગુલામને જે. ને આવીશ સત્વર
થેલી ડકેટની ભરી.

એન્ટો :- સીધાવ યહૂદી ભલા.

યહૂદી બનશે ખ્રીસ્તી ભલાઇ આમ જો વધે.

(શાય-જાય છે)

બસા :—આવો કરાર ને દુષ્ટ એ હૈડું ના મને ગમે.

એન્ટો :—અરે આમાં નથી જ કો સ્થાન વિષાદ ને ખરે.
વહાણો મુજ આવશે આજથી એક માસમાં
રે એક દિન આગળે.



# અંક ૨ જો
## પ્રવેશ પહેલો.

બેલ્મૉંટ. પોર્શિયાના ગૃહનો એક ખંડ.

[વાદ્યનાદ થાય છે. મૉરોક્કોના રાજા આવે છે શ્યામવર્ણ અને શ્વેત વસ્ત્રમાં, સાથે ત્રણ ચાર અનુચરો, પછી પોર્શિયા નેરિસ્સાને અન્ય આપે છે

મૉરો :-ના અવગણના કર તું મારી, વર્ણ કાજ આ.
તેજસ્વી સૂર્યનો દીધો કૃષ્ણ પોશાક એ, છઉં
જેનો નિકટવર્તી, ને ઉછર્યો જે સમીપ હું.
શ્વેતમાં શ્વેત રે કોને લાવો ઉત્તર દેશથી
ના જ્યાં હિમકણો દ્રવે જરાકે રવિ તાપથી;
ને તુજ પ્રેમ ખાતર મૂકવો છેદ જે થકી
રકત વિશેષ કોનું છે રાતું એની પરીક્ષા તો
ખરેખરી થશે. અરે સુંદરી ! મુજ દર્શને
આ તો, કીધા છ શૂરાને ભયત્રસ્ત, અને લઉં
શપથ મુજ પ્રેમના, પ્રીતિ એ પર રાખતી
અમારા દેશની શ્રેષ્ઠ મનાતી સૌ કુમારીઓ.
બદલું રંગ આ હું, તો માત્ર એક જ કારણે
મુજ રાણી તમારૂં એ ચિત્ત ચોરી શકું જ હું.

પોર્શિ :-વરણી કાજ જે સહુ શરતો, એ થકી ન જે
એ નારી નેત્રની બહુ સૂક્ષ્મ નેતાગીરી મને;
ને મુજ ભાગ્યની હોડ આ સ્વયંવર શક્ય ના
દે થવા; પણ જો મુજ પિતાએ પાળ બાંધીને
ચાતુર્યથી મને હોત વીંટી ના, જે થકી થવું
સ્ત્રી મારે એ તણી, જીતે રીતથી એ કહેલ જે
આપને, આપ વિખ્યાત રાજાને અન્ય યાચકો

જેમ, આવેલ જે મુજ પ્રેમ કાજે, સમાન હું
આપું એ તક જીતવા.

મૉરો :— આભાર શબ્દ કાજ એ.
તો હવે છે વિનંતી કે રે લઇ જાવ પેટીઓ
જ્યાં, ભાગ્ય બળને મારાં હું કસું. સમશેરના
મુજ સોગન છે, જેથી હણ્યો મેં શાહ જે વળી
રાજા ઈરાનનો જેણે હરાવ્યો ત્રણ વાર તો
યુદ્ધમાં સુલતાન એ સુલેમાન, ખરે જ કે
ઉગ્રમાં ઉગ્ર દૃષ્ટિને, એ અનિમેષ દૃષ્ટિ તો
મારી વડે નમાવું હું; ને પૃથ્વી પર વીરમાં
વીર જે, વીરતા એથી વિશેષ દાખવું; વળી
રીંછડી પાસથી શિશુ ધાવતાં હું ઉપાડું ને
સિંહને ત્રાડતો બહુ શિકાર કાજ ચીડવું,
સુંદરી! જીતવા તને. પણ રે હાય! જો રમે
દ્યુત એ હર્ક્યુલીસ[1] તો લાઈકસ[2] તણી સાથે
કોણ છે શ્રેષ્ઠ જોવાને, પાસા પોબાર એના યે
પડે સુભાગ્યથી જે તો કનીષ્ઠ છે. અને એજ
રીતે તો એલસીડીયે[1] નિજ સેવકથી થયો
મ્હાત, ને હુંય દોરાઉં અંધ એ ભાગ્યદેવીથી
ને હારૂં એજ, જે મળે કોઇ અયોગ્ય પાત્રને
ને એના દુઃખમાં મરૂં.

પોર્શિ:— નસીબ દાવ, તો ભલે
ખેલો, પરંતુ ના કયાં તો એ વરણી કરો તમે,

૧. હર્ક્યુલીસ અથવા એલસીડીયે તે ગ્રીક દંતકથામાં ભીમસેન જેવો મહાબળી યોધ્ધો. ૨. હર્ક્યુલીસનો નોકર.

વા તો હો એ પ્રતિજ્ઞા કે ના જો સફળ થાય એ
વરણી, લગ્નની વાત એ નારીથી નહી કદા
કરો. ખરે વિચાર જો–

મૉરો :—ને એ ના કરવી, નહી ઘડશે મુજ ભાગ્ય ને.

પોર્શે :—જશું મંદિરમાં પ્હેલાં, પશ્ચાત્ ભોજન તો થશે
પરીક્ષા તમ દૈવની.

મૉરો:— ખરે સુદૈવ થાય એ.
મનુષ્યમાં ગણાઈશ દુર્ભાગી કે સુભાગી હું.

★

## અંક ૨ જો
### પ્રવેશ બીજો

[વેનિસ. એક રસ્તો.
લૅાન્સેલોટ[1] આવે છે.

લૅાન્સે :—ખરે જ મારૂં મન તો મારા યહૂદી શેઠ પાસેથી નાસી જવાની સલાહ આપતું નથી: પણ શેતાન મારી પછવાડે પડયો છે ને મને બોલાવે છે. કહીને કે 'ગોબો, લૅાન્સેલૅાટ ગોબો! ભલા 'લૅાન્સેલૅાટ! કે ભલા' ગોબો! કે ભલા લૅાન્સેલૅાટ ગોબો! તારા પગ વાપર, ઉપાડ પગ, નાસી જા. મારૂં મન કહે છે, ના સંભાળ, નેક લૅાન્સેલૅાટ! સંભાળ નેક ગોબો!' અથવા આગળ કહ્યું તેમ, 'નેક લૅાન્સેલૅાટ ગોબો! ના નાસતો એ ગચ્છન્તી કરવી ધિક્કારજે! આ ખૂબ હીંમતવાન શેતાન મને ગાંસડાં પોટલાં બાંધવાનું કહે છે. 'ગચ્છ' કહે છે શેતાન 'પલાયન' કહે છે શેતાન; 'ઇશ્વર, ખાતર જગાડ તારા વીર હૃદયને, કહેછે શેતાન, 'અને ભાગ.' મારૂં મન મારા હૃદયની કોટે વળગીને ડાહ્યું થઇ કહે છે 'મારા નેક મિત્ર લૅાન્સેલૅાટ! એક પ્રામાણિક પુરૂષના પુત્ર—અરે ના એક પ્રમાણિક સ્રીના પુત્ર—કારણ ખરે જ મારા બાપે તો કંઇ ગોટાળો કર્યો હતો—કંઇ એવું, એવામાંજ એમને રસ હતો.—મારૂં મન કહે છે 'લૅાન્સેલૅાટ! ખસીશ ના!' 'ખસ' કહેછે શેતાન. 'ખસીશ ના' કહે છે મન. 'રે મન'

---

૧ આ પાત્રની વિચિત્રતા ઘણી છે. એ શ્લેષમાં બોલે છે જેનું ભાષાન્તર કરવું ઘણીવાર અઘરૂં પડે છે. એ બોલે છે તે પણ ઘણીવાર ન સમજાય એવું મૂળમાં પણ એનો અર્થ હંમેશાં સમજાતો નથી.

હું કહું છું 'તારી સલાહ સારી છે.' 'શેતાન' હું કહું છું 'તારી સલાહ સારી છે.' જો મનનો હુકમ માનું તો મારે મારા શેઠની પાસે રહેવું જોઇએ જે ભલા ઈશ્વર ! મોટામાં મોટો ખલ છે ! યહૂદી પાસથી જો નાસી જાઉં તો શેતાનનું શાસન પાળ્યું ગણાશે જે આપ સાહેબને બાદ કરતાં પોતે જ ખલ છે. ખરેજ એ યહૂદી તો ખલનો અવતાર છે. મારૂં મન, એ મન તો મારૂં છે બહુ કઠણ મન, જો મને યહૂદી પાસે રહેવાની સલાહ આપે. શેતાન વધારે સુમિત્ર જેવી સલાહ આપે છે. હું પલાયન કરીશ. શેતાન ! મારા પગ તારૂં શાસન પાળશે. હું ભાગીશ.

(વૃદ્ધ ગોબો એક ટોપલી ઉપાડતો આવે છે)

**ગોબો** :—જુવાન શેઠ ! કહેશો યહૂદી શેઠના ઘરનો રસ્તો કયો ?

**લૉન્સે** :—(સ્વગત) ઓ ઇશ્વર ! આ માનો જણ્યો મારો સગ્ગો બાપ ! એ અડધો આંધળો અરે પોણો આંધળો મને ઓળખતો યે નથી. હું એને ગુંચવાડામાં નાખીશ.

**ગોબો** :—જુવાન શેઠ ! યહૂદી શેઠના ઘરનો રસ્તો કયો ?

**લૉન્સે** :—હવે ખાંચો આવે ત્યાં જમણી બાજુ વળો, પણ એથી બીજેજ ખાંચે ડાબી બાજુ; અને એ પછીને ખાંચે કોઇ બાજુ નહી પણ આડકતરા વળો યહૂદીના ઘર તરફ.

ગોબો:—અરે ભગવાન! એતો ખરેજ કઠણ શોધવું. પણ તમે કહી શકશો કે એક લૉન્સેલૉટ કરીને એને ત્યાં રહે છે તે ત્યાં રહે છે કે નહિ.

લૉન્સે:—કોણ તમે જુવાન શેઠ લૉન્સેલૉટની વાત કરો છો? (સ્વગત) હવે જરા મજા કરૂં (મોટેથી) જુવાન શેઠ લૉન્સેલૉટની વાત કરો છો?

ગોબો:—શેઠ નહી પણ, સાહેબ! એક ગરીબ માણસનો દીકરો; એનો બાપ જો કે હુંજ કહું છું એક પ્રમાણિક પણ બહુ ગરીબ માણસ છે. અને પ્રભુની મહેરબાનીથી હજી સશક્ત પણ છે.

લૉન્સે:—અરે એનો બાપ તો જે હોય તે આપણે તો જુવાન શેઠ લૉન્સેલૉટની વાત કરીએ છીએ.

ગોબો:—આપ સાહેબ એ લૉન્સેલૉટના મિત્ર છો?

લૉન્સે:—રે અતઃ બુઢ્ઢા, અતઃ જુવાન શેઠ લૉન્સેલૉટની વાત કરો.

ગોબો:—તો લૉન્સેલૉટની, જો ઇચ્છા હોય આપ શેઠની.

લૉન્સે:—અતઃ શેઠ લૉન્સેલૉટ. કાકા! ઓ જુવાન લૉન્સેલૉટની વાત ના કરો કારણ કે એ જુવાન સદ્‌ગૃહસ્થ તો વિધિને, ભાગ્યના અને એવા બીજા પેલી ત્રણ ભગિનીઓના[૧] ખેલથી ને વળી અન્ય શાસ્ત્રોના બળે સદ્‌ગત થયો છે. અથવા સ્પષ્ટ ભાષામાં સ્વર્ગે સીધાવ્યો છે.

---

૧ ગ્રીક દંતકથા પ્રમાણે, એક વિધાતા કે વિધાત્રીને બદલે ત્રણમાં માને છે.

ગોબો :–અરે ન કરે નારાયણ! એ છોકરો તો મારી ઘડપણની લાકડી, મારો એક આધાર હતો.

લૉન્સે :–અરે હું લાકડી જેવો કે દંડા જેવો કે વાંસડા જેવો કે આધાર જેવો લાગું છું? મને ઓળખો છો કાકા?

ગોબો:–અફસોસ! નથી ઓળખતો ભાઇ. પણ હું આજીજી કરું મને કહો મારો છોકરો–પ્રભુ એના આત્માને શાન્તિ આપે–જીવે છે કે મરી ગયો!

લૉન્સે:–મને ઓળખતા નથી કાકા?

ગોબો :–અફસોસ. મહાશય! હું તો અડધો આંધળો છું.

લૉન્સે :–ના ખરે જ તમને આંખો હોત તોયે મને ઓળખી ના શકયા હોત. એ ખરે જ છે ડાહ્યો પિતા જે પોતાના પુત્રને ઓળખે. ઠીક બુઢાજી! હું તારા પુત્રના સમાચાર કહીશ. મને આશીષ આપો. સત્ય પ્રકાશમાં આવશેજ; ખૂન ઝાઝો વખત છુપાવી શકાય નહી. મનુષ્યના પુત્રને માટે જો કે એ શકય છે, અંતમાં સત્ય બહાર આવશેજ.

(ઘુંટણે પડે છે)

ગોબો :–અરે મહાશય ઉભા થાવ. મારી ખાતરી છે કે તમે મારા છોકરા લૉન્સેલૉટ નથી.

લૉન્સે :–અરે આ બધી મૂર્ખાઇ જવા દો. મને આશીષ આપો હુંજ લૉન્સેલૉટ, તમારો બાળક જે હતો તમારો પુત્ર જે છું, તમારો બાળક જે થઇશ.

ગોબો :–તમે મારા પુત્ર હોવ એમ માનતો નથી.

લૉન્સે :–એ બાબત મારે શું વિચારવું એ જાણતો નથી. પણ હુંજ લૉન્સેલાટ, યહૂદીનો માણસ અને મારી ખાતરી છે કે માર્જરી તમારી પત્ની એ મારી માતા છે.

ગોબો : એનું નામ ખરેજ માર્જરી છે; ખરેજ હું સોગન લેવાને તૈયાર છું કે જો તુંજ લૉન્સેલૉટ હોય તો તું મારા દેહનો મારા લોહીનો છે. ભલા ભગવાન! એજ આ હોય. આ તારી દાઢી તો જો![૧] ડોબીન મારા ઘોડાના પૂછડે વાળ છે તેના કરતાં તારી દાઢીયે વિશેષ વાળ છે.

લૉન્સે:–એ પરથી તો ડોબીનની પૂંછડી ઉંધેથીજ ઊગતી લાગે છે. એની પૂંછડીયે મેં છેલ્લાં જોયો ત્યારે મારા મ્હોડા પર છે તેના કરતાં જરૂર વિશેષ વાળ હતા.

ગોબો : અરે પ્રભુ! કેવો તું બદલાયો છે! તારા શેઠને અને તને કેવું બને છે? હું એને માટે ભેટ લાવ્યો છું. બોલ કેમ ચાલે છે?

લૉન્સે :–ઠીક ઠીક : પણ મેં તો મન સાથે દોડી જવાનું નક્કી કર્યું છે. એટલે જ્યાં લગી થોડું યે દોડી ના જાઉં ત્યાં લગી મારૂં મન રહેશે નહી. મારો

૧. લૉન્સેલૉટ જાણી જોઇ અવળો મ્હોંએ બેસે છે એટલે બુઢો હાથ લગાડે છે તે એના માથાના વાળને દાઢીને નહિ.

શેઠ તો ખરેજ યહૂદી છે. એને વળી ભેટ આપવી? એને ફાંસો આપો : એની નોકરીમાં તો હું ભૂખે મરૂં છું. મારી તો પાંસળીઓ યે તમે ગણી શકો. બાપા! સારૂં થયું તમે આવ્યા. મારી તરફથી એ ભેટ તમે શેઠ બસાનિયોને આપો. એ તો ખરે જ નવા અમૂલ્ય પોશાકો આપે છે; અને જો હું એની સેવામાં નહી રહું તો હું ઇશ્વરે બનાવી હોય એટલી જમીનને છેડે નાસી જઇશ. અરે નસીબની બલિહારી! એજ ગૃહસ્થ આ આવે. એમને પૂછો બાપા. હું તો યહૂદીજ જો હવે પછી યહૂદીની નોકરી કરૂં.

(બસાનિયો લેનાર્ડો ને બીજા નોકરો આવે છે)

બસા : તમે એ પ્રમાણે કરો. અને ઉતાવળ કરો જેથી ભોજન મોડામાં મોડું પાંચ વાગે થાય: આ કાગળો પ્હોંચાડવાના છે અને પોશાકો તૈયાર કરવાના છે; અને ગ્રેશિયાનોને કહે કે મારે ત્યાં જલદી આવે.

(એક નોકર જાય છે)

લૅન્સે : –એને બાપા!

ગોબો : –મહાશયનું ભલું થાઓ!

બસા : –ઉપકાર. મારૂં શું કામ પડયું?

ગોબો : –આ મારો દીકરો છે સાહેબ! ગરીબ છોકરો–

લૅન્સે : –ગરીબ છોકરો નહી સાહેબ! પણ શ્રીમંત

યહૂદીનો માણસ, જેને સાહેબ મારા બાપા કહે છે તેમ—

ગોબો :–એને તો ચેપ લાગ્યો છે સાહેબ! એક રીતે કહીએ તો નોકરીનો—

લૉન્સે : –સંક્ષિપ્તમાં સાહેબ હું યહૂદીની નોકરી કરૂં છું અને મારી ઇચ્છા છે જેમ મારા બાપા જણાવે–

ગોબો :–એના શેઠને અને એને–માફ કરજો આમ કહેવું પડે છે–જરાયે સગાઇ નથી–રોટી વ્યવહાર નથી–

લૉન્સે :–ટુંકમાં, સત્ય એ છે કે યહૂદીએ મને હેરાન કર્યો છે, અને મને, મારા બાપા વડીલ છે એટલે કહેશે—

ગોબો : મારી સાથે હોલાંની વાનગી લાવ્યો છું જે આપને આપવા ઇચ્છું છું અને મારી યાચના—

લૉન્સે :–ખૂબજ ટુંકણમાં એ યાચના મારા સંબંધી છે. આપ સાહેબ આ પ્રમાણિક વૃદ્ધના મુખેથી સાંભળશો. અને હું જ આ વૃદ્ધને ગરીબ મનુષ્ય, મારા બાપા વીશે એમ કહું છું.

બસા :–એક જણ જ એને માટે બોલો. શી ઇચ્છા છે!

લૉન્સે :–આપની નોકરીની.

ગોબો :–એજ વ્યંગાર્થ છે સાહેબ.

બસા :—હું ઓળખું તને ; અને હું કરૂં માન્ય યાચના
તારી. એ શાયલૉક જે શેઠ તારા મળેલ એ
આજે, બોલ્યા હતા વળી લાયકી તુજ ને વિશે.
કેવી ગણાય લાયકી, યહુદી ધનવાનની
સેવા તજી અનુચર બને જો દીન સભ્યનો.

લૉન્સે :-એ જૂની કહેવત સાહેબ ! આપની અને મારા શેઠ શાયલૉકની વચ્ચે વ્હેંચી શકાય, આપની પાસે પ્રભુનો પ્રસાદ છે એની પાસે પૈસા છે.

બસા :—તું બોલ્યો ઠીક એ. જાઓ પિતા ! એ પુત્રની તમે
સાથે. રજા લઇ લે તું જૂના શેઠ તણી અને
તું આવ ગૃહ પૂછતો મારૂં. પોશાક આપજો
વિશેષ શોભિતો અન્ય સેવકોથી ; અરે જાઓ.

લૉન્સે :—બાપા ! જીત્યા. મને તો નોકરી મળી શકે જ ના મારા તો મોંમાં જીભ જ નથી. ખરે ઇટલીમાં કોઇનો પણ હસ્ત વિશેષ સારો હશે ખરો જેને માટે એ સોગન ખાવાને પણ તૈયાર થાય ! મારૂં તો નસીબ ખૂલે. અરે જુઓ આ આયુષ્ય રેખા, આ સ્ત્રી રેખા. અફસોસ ! પંદર સ્ત્રીઓ કંઇ બીસાતમાં નહી. અગિયાર વિધવા અને નવ કુમારિકાઓ, એ તો કોઇપણ મનુષ્ય માટે સહજ છે. અને ત્રણ વખત પાણીની ઘાતમાંથી બચાવ અને પછી પિંછાની પથારીની કોરથી મરણનો ભય, એયે સહજ ઘાતો. ખરેજ જો ભાગ્ય એક સ્ત્રી છે તો આટલા દામ માટે તો એ બહુ સારી બાયડી કહેવાય. બાપા ચલો હું

આંખના પલકારામાં યહૂદીની રજા લઇ લઇ'શ.

( લૉન્સેલૉટ ને ગોબો જાય છે)

બસા :–લેનાર્ડો ધ્યાન આપ તું ભલા આ પર, આ સહુ
ખરીદી વસ્તુ, વ્હેંચી ને એ બરોબર સર્વને
આવ સત્વર. આજ તો રાતે ભોજનનો કીધો
છે સમારંભ ને જ્યાં મેં આમંત્ર્યા મુજ તો બહુ
સન્માન્ય મિત્રને, માટે જા તું સત્વર, જા અરે.

લેના :–મુજથી થાય સર્વએ કરૂં હું યોગ્ય રીત તો.

( ગ્રેશિયાનો આવે છે )

ગ્રેશિ :–રે કયાં છે શેઠ તારા એ ?

લેના :– પણે સાહેબ ! ચાલતા.

( જાય છે )

ગ્રેશિ : મહાશય બસાનિયો !

બસા :–ગ્રેશિયાનો !

ગ્રેશિ : મારી તો યાચના એક

બસા :– બસ મંજુર એ કરી.

ગ્રેશિ :-તમે ના નવ કે'શો, હું ઇચ્છું, બેલ્મૉંટ આવવા.

બસા :-તો આવ. પણ સાંભળ ગ્રેશિયાનો ! ખરે જ તું
તો ઉચ્છૃંખલ ને બહુ ઉદ્ધત છે; અવાજ તો
વળી મોટો. બધીજ આ વિશિષ્ટતા તને શોભે

ને આંખે ના અમારી, એ લાગે ખોટી. પરંતુ એ
લાગે ખોટી ન જાણતા જે તને; ત્યાં વિશેષ એ
છૂટ જેમજ લાગશે. ખરે શ્રમ જરા લઇ
શીત વિનય બિન્દુથી તું શાન્ત કર આત્મના
એ થંથનાટને, ન તો એ ઉચ્છૃંખલ રીતથી
રખે અયોગ્ય સૌ ધારે મારે વિશે, જતો હું જ્યાં
ને વ્યર્થ થાય આશાઓ જે થકી સહુ માહરી.

**ગ્રેશિ :** મહાશય બસાનિયો! સાંભળો રે તમે. જુઓ
ધારૂં છું સ્વાંગ કે ના હું એ ઠાવકો, વિવેકથી
બોલું, અપ શબ્દો બોલું કોક વેળા, અને રાખું
પોથી હું પ્રાથનાની આ મુજ ખીસાં વિશે; વળી
નમ્રતો દ્રષ્ટિ, એથાયે વિશેષ, સ્વસ્તિ વાચન [૧]
બોલાય વેળ એ ઢાંકું આંખો તો આમ ટોપીથી
મારી, નિશ્વાસ હું નાખું કે'તાં આમીન; ને વળી
સર્વ એ સભ્યતા તણાં પાળું નિયમ, એહની
જેમ અભ્યાસ તો જેણે કીધો ગાંભીર્યનો નિજ
પ્રસન્ન કરવા દાદી—નતો વિશ્વાસ ના તમે મૂકજો
મુજમાં કદી.

**બસા :**—ઠીક જોઇશ હું કેમ તું વર્તતો. હવે પછી.

**ગ્રેશિ** —ના પણ આજ રાતતો અપવાદ ગણી શકું.
આજની રાતથી તમે ના અભિપ્રાય બાંધશો.

---

૧ રોમન કેથલીકોમાં ભોજન લેતાં પ્હેલાં Grace બોલાય છે તેને માટે સ્વસ્તિ વચન શબ્દ વાપર્યો છે.

બસા :–ના, ના, ન આજ રાતે એ. એતો ખોટું જ થાય. ?
વિનંતી છે પહેરજે હાસ્યનો સ્વાંગ ઉદ્ધત
કારણ મિત્ર સૌ આજે ઇચ્છે મજા. પ્રણામ તો
અન્ય છે કાર્ય માહરે.

ગ્રેશિ :–હું ચે જઇશ લૉરેન્ઝો અને અન્ય તણી પાસે
ને અમે આવશું હવે ભોજન સમયે સહુ.



## અંક ૨ જો

### પ્રવેશ ત્રીજો

[વેનિસ. શાયલોકના ગૃહનો ખંડ.
જેસ્સિકા અને લોન્સેલોટ આવે છે.

**જેસ્સિ** :–દુઃખી ખરે જ હું કે તું આ પિતા ગૃહ છોડતો. ગૃહતો નર્કના જેવું આ, ને કાફર વિનોદી તું જેણે કંઇક હર્યો છે રસ અણગમા તણો– બસ તો આવજે. તુજ માટે ડકેટ આ. અને લૅાન્સેલૅાટ ! મળીશ તું ભોજન સમયે જ એ લૅારેન્ઝોને મહેમાન જે નવા તુજ શેઠના. આપજે પત્ર આ અને એ ગુપ્ત રીત. આવજે ના ઇચ્છતી પિતા મારા જુએ રે તુજ સાથે તો વાતેય કરતી મને.

**લૅાન્સે** :–પ્રણામ ! અશ્રુઓ જીભની ગરજ સારે. ઓ સુંદર વિધર્મી ! ઓ ચારૂ યહૂદણ ! ખરે જ હું ભૂલું જો કોઇ ખ્રીસ્તી શઠ બની ના લઇ જાય તને. આ મૂર્ખ ટપકલ્લાં મારૂં પુરૂષ સત્વ ડુબતાં પ્રણામ !

**જેસ્સિ** :–લૅાન્સેલૅાટ આવજે ભલા.

(લોન્સે. જાય છે.)

રે હાય પાપ એવાં શું ઘોર કીધા છે મેં બનું લજ્જિત જે થકી હું તો નિજ પિતા તણી સુતા થવામાં ! હું ભલે પુત્રી એ તણાં રક્તની પણ ના છું હું દીકરી અરે એ તણી રીત ભાતે તો. લૅારેન્ઝો ! તુજ કોલ જો પાળે તો દુઃખ આ તણો સત્વર અંત આવે. હું ખ્રીસ્તી બનું અને બનું તુજ પ્રિય પત્ની વળી.

## અંક ૨ જો
### પ્રવેશ ચોથો

[ વેનિસ રસ્તો.
[ ગ્રેશિયાનો, લૉરેન્ઝો, સેલેરિયો અને સોલેનિયો આવે છે.

લૉરે :–સમય વાળુનો થતાં. આપણે સટકી જશું,
બદલી વેષ ને ગૃહે મારાં પાછાંય આવશું,
અરે કલાક એકમાં.

ગ્રેશિ :–પણ ના આપણે કશી તૈયારી કાંઇયે કરી.

સૅલે :–નતો મશાલચીઓને કહ્યું છે આપણે વળી.

સૉલે :–એ તો દુઃખદ જો કીધું હોય ના ચતુરાઇથી.
છે બહેતર કે ના ઘટે એ કરવું ખરેખર.

લૉરે :–વાગ્યા છે ચાર આ ક્ષણે, મળેછ બે કલાક એ
તૈયારી સર્વ કાજ તો.

( લૉન્સેલૉટ કાગળ લઈને આવે છે. )

શા સમાચાર લાવતો !

લૉન્સે :–આ જો ઉઘાડવાની તસ્દી લેશો તો જણાશે.

લૉરે :–આ હસ્તાક્ષર તો જાણું. સુંદર હસ્ત એ, અને
વિશેષ શ્વેત, કાગળ એથકી જે પરે લખ્યું.
છે એ તો હસ્ત સુંદર જેણે લખેલ આ ખરે.

ગ્રેશિ :–સંદેશો પ્રેમનો જ એ.

લૉન્સે :–સાહેબ ! આપની રજા.

લૉરે :–ક્યાં જાય છે ?

લૉન્સે :-ભાઇ સાહેબ ! મારા જુના શેઠ યહૂદીને મારા

નવા ખ્રીસ્તી શેઠને ત્યાં આજ રાતે જમવાનું કહેવા.

લૉન્સે :–ઉભો રહે અને લે આ. તું મૃદુ જેસ્સિકાને કે'
કે આવીશ અચૂક હું. કહેજે 'ગુપ્ત રીત એ.
(લૉન્સે. જાય છે.)

મહાશયો ! ચલો ચલો. વેષ તો ધારશો કની
આજ રાતે ! મશાલચી એક તો મુજ પાસ છે.

સૅ :–જાઉં સીધો જ કાજ એ.

સૅા :– અને હું પણ

લૉ : ને મળો
મને ને ગ્રેશિયાનો ને, ગ્રેશિયાનો તણે ગૃહે
કલાકેક પછી તમે.

સૅ :– સારૂં તો મળશું પછી.
(સૅલે ને સૅાલે જાય છે)

ગ્રેશિ :–સુંદર જેસ્સિકા તણો પત્ર એ તો ખરૂં નહિં ?

લૉરે :–તને કહીશ હું બધું એને શીરીત લાવવી
ગૃહેથી નિજ તાતના; અને શું દ્રવ્ય ને વળી
શું અલંકાર સાથે ને વેષ સેવકનો સહુ–
વિશે છે સૂચના એમાં. યહૂદી જો કદી સ્વર્ગે
જાય તો એ જશે ખરે પુણ્યથી મૃદુ પુત્રીના.
દુર્ભાગ્ય ના કદી એને સ્પર્શશે, પણ જો સ્પર્શે
તો સ્પર્શે માત્ર એકજ કારણે, યહુદી સમા
નાલાયક તણી પુત્રી એ છે. રે ચાલ વાંચજે
એ રસ્તે. જેસ્સિકા થશે મુજ મશાલચી વળી.



## અંક ૨ જો
### પ્રવેશ પાંચમો.

[વેનિસ શાયલોકના ગૃહ આગળ
[શાયલોક ને લોન્સેલોટ આવે છે

શાય :-તું બરાબર જોશે રે તારી આંખજ ન્યાય તો કરશે, શાયલૉક ને બસાનિયો તણી વચ્ચે. એ જેસિકા!-અને મારે ત્યાં ખાય છે ન એમ તું ખાઉધરો બની શકે—હો જેસ્સિકા! અને ન તો ઉંઘે ને ઘોર બોલવી શકે કે કપડાંય તો ફાડી શકે. અરે એઇ જેસ્સિકા! જેસ્સિકા અરે!

લૉન્સે :-જેસ્સિકા! કયાં છો?

શાય :-કોણે કહ્યું તને બૂમ પાડવા? નવ આજ્ઞા છે તને બોલાવવા તણી.

લોન્સે :-આપ સાહેબ તો મને કહેતા કે કહ્યા વિના હું કરી શકુંજ નહિં.

(જેસ્સિકા આવે છે.)

જેસ્સિ :-બોલાવી કેમ? શી ઇચ્છા?

શાય :-જેસ્સિકા છે નિમંત્રણ મને ભોજન કાજ. લે આ ચાવી સૌ. અરે મારે જવું શા કાજ? આ નથી પ્રેમ કાજે નિમંત્રણ; ખુશામત કરે મુજ, પણ જઇશ તોયે હું દ્વેષ ખાતર, ભોજન ખાવા ઉડાઉ ખ્રીસ્તીનું. જેસ્સિકા! દીકરી અરે સંભાળ ગૃહને મારાં. ઇચ્છા તો ના જરાય છે જવાની. મુજ આ શાન્તિ પર ઘેરાય વાદળો

કંઇ સંકટના, રાતે આવેલ સ્વપ્નયે મને થેલીઓ દ્રવ્યની તણું.

**લૉન્સે** :–અરે વિનંતી કરૂં સાહેબ આપ જાઓ. મારા જુવાન શેઠ આપનો ભેટો ઇચ્છતા.

**શાય** :–ને હું યે એમનો ખરે.

**લૉન્સે** :–અને બધાયે તો કંઇકાવત્રું રચ્યું છે. હું કહી તો નથી શકતો કે તમે કંઇ કંઇ વેષ જોશો. પણ જો જુઓ તો તો ગયા કાળા સોમવારે સવારના ૭ વાગે મને નસકોરી ફુટી હતી તે કંઇ અમસ્તીજ નહી. ચાર વર્ષ પ્હેલાં પેલા ઍશ–બુધવારે બપોરે એમજ લડી પડયા હતા.

**શાય** :–શું વેષ છે વળી આજે ? જેસ્સિકા! સુણ "દ્વાર સૌ તું બંધ કરજે જ્યારે સાંભળે ઢોલ ને ચીસ પાડતા દુઃસ્વરો પેલી વાંકડી ડોકની વળી પીપુડીના, ના બારીયે ચઢતી નવ ડોકીયું કરતી બ્હાર રસ્તામાં જોવા બનાવટી મુખ મૂર્ખ ખ્રીસ્તી તણાં, પણ બંધ તું કરજે કર્ણું મુજ ગૃહ તણાં, સહુ વાતાયનો, અને ન દે અવાજ છાલકી સહુ છેલાઇનો ગૃહે મુજ ગંભીર પેસવા. અરે જેકબ દંડના લઉં શપથ, આજ રાતે ના ઇચ્છા જરાય છે મને જવા ભોજન માટ તો. પણ જઇશ હું. અરે જા તું આગળ અલ્યા, ને કહે આવીશ આજ હું.

**લૉન્સે :**–હું સાહેબ જઈશ આગળ. બાઇ સાહેબ જો જો
બારીએથી આ સહુ
આવશે ત્યાં ખ્રીસ્તી કોઇ
અમોલ, યહૂદણ રેહ જોઇ. (જાય છે)

**શાય :**–મૂર્ખ શું બકતો આ એ બચ્ચો શેતાન નો અરે ?

**જેસ્સિ :**–બાઇ સાહેબ આવજો એ મા‍ત્ર શબ્દ તો હતા.

**શાય :**–છે એ પાગલ માયાળુ પણ ખાઉધરો બહુ;
ગોકળ ગાય શો ધીમો લાભનો પ્રશ્ન જ્યાં, અને
ઊંઘતો દિવસે પણ વ્હલ્લેણુથી વિશેષ. ના
રાખું આળસુ પાડાઓ મુજ પાસે. પડું છૂટો
એ કારણેજ એનાથી ને જશે પાસ જેતણી,
દ્રવ્ય બગાડશે એનું, છે લીધેલ ઉધાર જે.
જેસ્સિકા ! ને જજે તું તો અંદર, ઝટ આવીશ
પાછો કદા. અને કર આજ્ઞા પ્રમાણુ તું સહુ
દ્વારને બંધ પાછળ મારી. 'ખૂબજ સાચવે
જે તેનેજ મળે છે એ' ના કહેવત થાય એ
કદી જીર્ણ વિચારીને વાપરનાર તેહને.

**જેસ્સિ :** આવજો. (શાય. જાય છે)મુજ ભાગ્ય ને થાય ના વક્ર તો પિતા જો
હું ખોઉં, દુહિતા તમે.

(જાય છે.)



અંક બીજો

પ્રવેશ ૬ ઠ્ઠો.

[સ્થળ ગયા પ્રવેશ જેમ.
ગ્રેશિ. ને સૅલે. વેષધારી આવે છે.

ગ્રેશિ :–રે આજ બંધ એ ગૃહ જ્યાં આપણે ઉભા રે'વા
લૉરેન્ઝોએ કહેલ છે.

સલે :– વીત્યો આપેલ એ સમો.

ગ્રેશિ :–ખરે આશ્ચર્ય એ થયો સમયાતીત. કારણ
પ્રેમીઓ તો સદા દોડે આગળ ઘડિયાળની.

સૅલે :–ઊડે એ પ્રેમ દેવીના[1] દશગણી ત્વરા થકી
કપો તો બાંધવા ગ્રંથી, એ નવ પ્રેમની, અરે
ઊડે ફરજિયાત કો સંબંધ રાખવા થકી.

ગ્રેશિ :–એ સનાતન સત્ય છે; કોણ ભોજનની પછી
ઉઠે એજ ક્ષુધા સાથે આગે ભોજન જે હતી?
ક્યાં છે એ અશ્વ જે પાછો ફરતાં એજ માર્ગ તો
પગલાં પૂર્વના જેમ અક્ષય જોમથી ભરે?
છે વસ્તુ માત્રને વિશે, એને ભોગવવા થકી
છે પ્રાપ્તમાં મજા વધુ. કેવું નાવ, ઉડાઉ કો
યુવાન જેમ, છે બહુ સુશોભિત ધ્વજા થકી
જ્યારે બંદરથી થાય વિદાય, વાયુ વેશ્યા શો
ગાઢ આલિંગનો દઢ વળગતો હદે! અરે
કેવું ઉડાઉ જેમ એ ફરે પાછું, હવા થકી
ગાત્ર ઢીલાં અને સઢ જીર્ણ છે વાયુ વેશ્યાથી
કૃશ, ભગ્ન દરીદ્રને!

---

૧ ગ્રીક દંતકથામાં વીનસ પ્રેમની દેવીના રથે કબુતરો જોડયાં હોય છે.

સેલે :–લૉરે-ઝો આવતા ને આ વિશે હવે પછી વધુ.

( લૉરે આવે છે. )

લૉરે :–પ્રિય મિત્રો ! અરે બહુ ખૂટી ધીરજ તો, મુજ રાહ જોતાં, ન હું, પણ આ વ્યવહાર છે ખરે દોષિત. ને તમે જ્યારે સ્ત્રી તણાં બનશો ચોર, હુંયે નજર રાખીશ દીર્ઘ સમય પર્યંત તમ કાજે. અહીં આવો એ યહૂદી પિતા રહે અહીં. હો કોણ છે અરે !

( જેસ્સિકા બારીએથી જુએ છે )

જેસ્સિ :–કોણ છો રે તમે ? આપો વધુ એધાણ. સોગન સાથ કહી શકું જો કે હું તો, અવાજ કો તણો.

લૉરે-ઝો :લૉરે-ઝો પ્રણયી તારો.

જેસ્સિ :–લૉરે-ઝો તો ખરેજ ને વળી એ પ્રણયી મુજ. કોણ છે અન્ય જે વિશે પ્રેમ વિશેષ તો મને ? લૉરે-ઝો ! રે કહે તુજ સિવાય અન્ય કોણ, જે જાણે તારી જ હું છઉં ?

લૉરે :–પ્રભુ અને વિચારો તો તારા સાક્ષી ખરે જ છે.

જેસ્સિ :–પેટી આ ઝીલજે, તુજ શ્રમના મૂલથી બહુ અધિક એ. છઉં તુષ્ટ હું તો કે છે નિશા–નવ કો જોશો મુજ સામે આ પરિવર્તનથી છઉં બહુ લજ્જિત હું, પણ પ્રેમ છે આંધળો અને પ્રણયી તો નિહાળી ના શકે સ્વકૃત્યની સહુ

મનોજ્ઞ મૂર્ખતા; ખરે જો જુએ કામદેવયે
લજ્જિત થાય જોઇને મને પુરૂષવેષમાં.

લૉરે :–તું નીચે આવ કારણ છે તું મુજ મશાલચી.

જેસ્સિ :–શું આ શરમને મારી, મારે જ ધરવો દીવો!
પ્રકાશે ખૂબ એ સ્વયં ખરે, ને પ્રિય! આખરે
આ પ્રકાશન કાર્ય ને રે'વું અંધારમાં મને.

લૉરે :–પ્રિયે ! ખરેજ તું તારા પુરૂષવેષમાં દીસે
બહુ સુંદર. સત્વર આવ આ રજની તો શી
દોડતી જીવ લઇ, ને વિલંબ થાય ભોજન
કાજ બસાનિયો ગૃહે.

જેસ્સિ:– મઢાઇ ક્ષણમાં અને
આ કરી દ્વાર સૌ બંધ આવું, ડકેટથી વધુ
મઢાઇ આ ક્ષણે જ હું.

(ઉપરથી જાય છે.)

ગ્રેશિ :–રે શપથ સજાત એ, ના યહૂદણ એ ખરે.

લૉરેન્ઝો:–ખરે જ પ્રેમ તો મને એ પર ખૂબ ખૂબ છે.
કારણ સુજ્ઞ એ છે, જો પરીક્ષા હું કરી શકું.
ને છે સુંદર સત્ય જો મુજ ચક્ષુ વદે, અને
છે સત્ય શીલ કર્યું છે એણે તો પુરવાર એ.
ને છે તેવી જ સુજ્ઞને સુંદર સત્ય શીલ હું
એને ધરીશ હૈડે આ મુજ અડગ તો ખરે.

(જેસ્સિ નીચે આવે છે.)

અરે તું એટલામાંજ આવી ? સજ્યો અરે ચલો

મિત્રો સૌ વેષધારી તો જોય છે રાહ આપણી.

[જેસ્કિ. ને સૅલે. સાથે જાય છે,
એન્ટોનિયો આવે છે.]

એન્ટો: કોણ છે ત્યાં ?

ગ્રેશિ:- મહાશય એન્ટોનિયો ?

એન્ટો: અરે ધિક્ ધિક્ ગ્રેશિયાનો ધિક્ કયાં ગયા અન્ય એ બધા!
ડંકા તો નવના થયા ને જુએ રાહ સૌ મિત્રો.
ના વેષ આજ રાતે આ. ઉપડયો વાયુ એટલે
વિના વિલંબ બેસશે બસાનિયો વહાણમાં
મેં વીસ જણ પાઠવ્યા તમને શોધવા ખરે.

ગ્રેશિ:—બહુ ખુશી છઉં હું કે આજ રાતે જ નાવમાં
જવું. એથી વિશેષ ના આનંદ છે મને ખરે.



## અંક બીજો

### પ્રવેશ ૭ મો

[ બહ્મૉન્ટ. પોર્શિયાના ગૃહનો ખંડ.
પોર્શિયા, મોરોકકોના રાજા અને એમના અનુચરો આવે છે.

પોર્શિ :–ખોલો એ પડદો, પેટી બતાવો સૌ, ઉદાર આ
રાજનને. હવે કરો વરણી આપ, આપની.

મોરો :–પ્હેલી સુવર્ણની પેટી, એ પર લેખ આમ છે,
'મેળવે વરનાર તો મને, જે લોક વાંછતા,'
બીજી રજત આ, આપે વળી વિશ્વાસ આમ કે,
'મુજ એ વરનારને યોગ્યતા તેટલું મળે.'
આ ત્રીજી શ્યામ સીસાંની ને એવો શ્યામ ઉદ્બોધ;
'મુજને વરનાર તો આપશે હોમશે બધું.'
કેમ જાણીશ સત્ય છે એ મુજ વરણી અરે ?

પોર્શિ :–મળશે મુજ ચિત્ર તો એકમાંથી, અને વરો
જો મહારાજ, એને, તો રે થઇશ તમારી હું.

મોરો :—દેવ સહાય કો થજો ! અરે જોઉં ફરી સહુ.
લેખ અંતીમથી વાંચું. સીસાંની શું કહે પેટી ?
'મુજને વરનાર તો આપશે હોમશે બધું.'
આપશે પણ શા કાજ ? સીસાંને કાજ ? હોમશે
સીસાં કાજ ? અરે પેટી આ ચેતવે, મનુષ્ય, જે
સર્વસ્વ હોમતા, કરે નિશ્ચયે લાભ કાજ એ.
સુવર્ણમય આત્મા ના નમે મલિન દર્શન
કાજે કદી. ન હું આપું સીસાં કાજ, ન હોમું વા
કશું. પેટી પવિત્ર આ રજત વર્ણની શું કે'?
'મુજ એ વરનારને યોગ્યતા તેટલું મળે.'
યોગ્યતા તેટલું ? અરે મૉરૉકકો ! તું વિચાર ને

આંક કીંમત તારી તું એ સમચિત્તથી ખરે.
અને એ આંકમાં તારા ગણે તું યોગ્ય છે અતિ,
એ અતિ શબ્દમાં ના યે સમાયે સુંદરી; છતાં
નથી હું યોગ્ય, એ ભય તો ખરે મુજ માટ છે
દૌર્બલ્ય અસમર્થનું. યોગ્ય હું તેટલું ? અરે
સુંદરી એટલે. યોગ્ય એ માટે જન્મ તો થકી,
દ્રવ્ય લાવણ્ય ને વળી સંસ્કારથી. અરે પણ
એ સર્વથી છઉં મુજ પ્રેમ ખાતર યોગ્ય હું.
ના જતાં અન્ય પાસ હું કરૂં પસંદ આજ તો ?
જોવા દો શબ્દ જે લખ્યા પેટી સુવર્ણના પરે;
'મેળવે વરનાર તો મને, જે લોક વાંછતા.'
હા એતો લલનાજ એ. દુનિયા સર્વ વાંછતી
એને ચો દિશથી આવે આ યાત્રા ધામમાં મર્ત્ય,
સજીવ સંતના પાય ચુમવા. સહુ એ રણો
જે હરકેનિયા તણાં, અરબસ્તાનના મહા
ઊજજડ ને વિશાલ એ પ્રદેશો, રાજ માર્ગ શા
બન્યા છે, જ્યાં થકી આવે રાજકુમાર દર્શન
કાજ તો પોર્શિયા તણા. વળી જળ પ્રદેશ એ
જે તણું ઉર્ધ્વ મસ્તક મહા, સ્વર્ગમુખની પરે
ઉરાડે થૂંક, ના બને અંતરાય વિદેશી સૌ
એ સાહસિક ને કાજે, આવતા એમ ઓળંગી
જાણે ઝરણ કો, ચારૂ દર્શને પોર્શિયા તણા.
એક, ત્રણ થકી આમાં, ધરે સ્વર્ગીય એ તણી
છવિ સંભવ છે કે એ સીસામાં હોય ? દુષ્ટ એ
વિચાર તો ખરે જ છે નર્કની યાતના સમો.
એ તો અધમ છે આવી અંધાર ઘોરમાં એને
પૂરવી. કે પછી એમ ધારૂં ઘેરાયલી છે એ

આ રજત થકી, જેની શુદ્ધ સુવર્ણ થી અરે
કીંમત ઉતરે ઓછી દશ ગણી! અરે પાપી
વિચાર એ! અમોલ આ રત્ન સુવર્ણના સિવા
રે અન્યમાં જડાય ના. છે આંગ્લ દેશમાં એક
સિક્કો, જે પર આકૃતિ છે ફિરસ્તા તણી અને
અંકિત છે સુવર્ણથી. પણ તે કોતરેલ છે
ઊપર, પણ આં તો આ ફિરસ્તો એ સુવર્ણની
સેજે અંદર પોઢતો. આપો ચાવી મને. અરે
આ હું કરૂં પસંદ ને થવાનું હોય થાય તે.

પોર્શિઅ:–અરે લ્યો આ મહારાજ? અને જો પ્રતિમા મુજ
એમાં તો હું તમારી છું. (સોનાની પેટી ઉઘાડે છે).

મોરો:– રે જહન્નમ! આ શું છે?
આ તો છે શબ ને ખાલી આંખમાં એ તણી અરે
લેખિત પત્ર! વાંચીશ હું શું લખેલ એ વિશે.
(વાંચે છે.)

ના છે સુવર્ણ સહુ જે ચળકે અપાર,
એ વાત તો શ્રવણમાં સુણી વાર વાર,
વેચે છતાં મનુજ તો નિજ જીંદગી યે
જોવા જ માત્ર મુજને બસ બ્હારથી યે.
કીડા જ કાંચનમયી કબરો વિશે છે.
છે થર તેમજ હતે બહુ સુજ્ઞ તું જો,
અંગે યુવાન પણ વૃદ્ધ વિવેકમાં તો
આ હોત ઉત્તર ન કાગળમાં લખેલો.
છેલ્લા પ્રણામ બહુ શીતળ પ્રેમ તારો.

શીતજ એમ કે! અને મ્હેનત સર્વ વ્યર્થ આ!
પ્રણામ તાપ! ને હિમ સ્વાગત! રે પ્રણામ છે

પોર્શિયા ! મુજ ખિન્ન છે હૃદય, ના સહે ક્ષણુ
એ રે'વા ત્યાં. પરાજિતો જતા એમજ આખરે.

(એના અનુચરો સાથે જાય છે. નોબત વાગે છે.)

પોર્શિ:–જરામાં એ ગઈ બલા. રે પડદા ફરી ઢાંકો.
એના તો વર્ણના સહુ આમજ વરણી કરો.

(જાય છે.)



## અંક બીજો
### પ્રવેશ ૮ મો

[ વેનિસ એક રસ્તો.
સેલેરિયો ને સોલેનિયો આવે છે.

સૅલે :–અરે બસાનિયોને તો ભાઇ, દીઠા વહાણમાં, ગ્રેશિયાનોય સાથમાં હતા. ને એ વહાણમાં, લૉરેન્ઝો ખાતરીથી હું કહું હતાજ ના ખરે.

સૅાલે :–એ શઠ યહૂદીયે તો હોહા કરી જગાડેલા ડ્યૂકને, જે ગયા સાથે એની, બસાનિયો તણાં વહાણ પર શોધવા.

સૅલે :–પ્હોંચ્યા પરંતુ એ મોડા અને વહાણ તો ગયું ચાલી; ને ડ્યૂકને આવ્યું કે'વામાં એઉ યે જણાં લૉરેન્ઝો, જેસિકા પ્રિયા એની દીઠેલ એમને કો ગોન્ડોલા વિશે સાથે. વળી એન્ટોનિયોએ યે ખાતરી ડ્યૂકને આપી કે ના બસાનિયો તણાં વહાણમાં હતાંજ એ.

સૅાલે :–કદી જાણ્યો નથી આવો સંભ્રમ રાગનો અરે વિચિત્ર, ઘોર ને બહુ અનિશ્ચિત બતાવેલ જે કૂત્તા યહૂદીએ તો, માર્ગે માર્ગે પુકારતાં, ' ઓ મારી દીકરી ! મારા ડકેટ ! રે હાય અરે મારી દીકરી ! નીકળી ગઇ ખ્રીસ્તી સાથે ! અરે મારા ખ્રીસ્તી ડકેટ ! ઓ ન્યાય ! કાયદો ! હાય દીકરી મારા ડકેટ ને બંધ થેલી રે બંધ બે થેલી ડકેટની, અને એ યે ડકેટ બેવડા વળી એ ચોરી છે મુજ પાસથી હાય ! દીકરીએ ! ને

૧. વેનિસમાં હોડીઓને ગૉંડોલા કહે છે.

અલંકારો, અરે રત્નો બે, બે અમૂલ્ય ને બહુ
ઉમદા રત્ન ચોર્યાં છે દીકરીએ! અરે ન્યાય!
શોધો એ છોકરીને. છે એની પાસજ રત્નો એ
અને ડકેટ તો સહુ.

સૅલે :–અને વેનિસના સહુ છોકરાંઓ જતાં એની
પૂંઠે પુકારતાં હાય રત્નો ને હાય દીકરી
હાય હાય ડકેટ રે!

સૅાલે :–ભલા એન્ટોનિયો એનો દિવસ સાચવે, ન તો
એને ભોગવવું અરે આ માટે પડશે બહુ.

સૅલે :–કરાવ્યું ઠીક યાદ તેં, ગઈ કાલે જ કો ફ્રેન્ચ
સાથે મેં વાત કીધી'તી; ને એણે તો કહેલ કે
ફ્રાન્સને આંગ્લ દેશની વચ્ચે એ સાંકડા બહુ
સમુદ્રમાં સ્વદેશનું અમ બૌ ધન સંપન્ન
ખોવાયું છે વહાણ કો. અને એન્ટોનિયો તણો
વિચાર પણ આવ્યો'તો મને, જ્યારે કહેલ આ
વિશે, ને મનમાં જ મેં ઇચ્છ્યું એનું ન હોય એ.

સૅાલે :–તારે એન્ટોનિયોને તો કહેવું યોગ્ય સાંભળ્યુ
જે તેં, છતાં અચાનક ના જેથી થાય દુઃખી એ.

સૅલે :–ના છે મનુષ્ય કો, ચાલે પૃથ્વી પરે, હશે વધુ
દયાળુ એ થકી ખરે. એન્ટોનિયો, બસાનિયો,
જોયા મેં બેઉને, જ્યારે પડ્યા છૂટા સમેજ એ.
'આવું સત્વર પાછો હું' બોલ્યો એમ બસાનિયો;
ત્યારે ઉત્તર તો વાળ્યો 'ના ના ને મુજ કાજ તું
ના વણસાવતો તુજ કાર્ય બસાનિયો! પણ

રે' જે તું જ્યાં સુધી થાયે સંપૂર્ણ એ, અને વળી
દસ્તાવેજ વિશે પેલા યહૂદીના, વિચાર ના
લાવીશ મન ને વિશે જે પ્રેમના વિચારમાં.
રે' જે આનંદમાં અને તુજ વિચાર મુખ્ય તો
કરજે પ્રેમના સહુ અને બીજા ય પ્રેમને
અંગે જે અનુકૂળ ને વળી ઘટે કરવા તને.'
કે'તામાં આંખ તો થઈ વિશાળ અશ્રુથી ભરી,
ફેરવ્યું મુખ, હસ્ત તો મૂકયો ખભે અને બહુ
સ્નેહથી હસ્ત દાબ્યો એ બસાનિયા તણો. અને
છૂટા એ રીત તો થયા.

સૉલે :–એ ખાતર જ પ્રેમ છે દુનિયા પર એહનો.
રે ચાલ શોધવા એને. સ્વયં નિર્મિત શોકથી
આર્ત હૃદયને, ચાલ ઉલ્લસિત બનાવી યે:

સૅલે :–કોઈ આનંદમાં નાખી.

સૉલે :– એમજ કરશું ચાલો.

(જાય છે.)



અંક બીજો
પ્રવેશ ૯ મો

[બેલ્મોંટ. પોર્શિયાના ગૃહનો એક ખંડ
નેરિસ્સા ને નોકર આવે છે.

નેરિ:—ઝટ ઝટ અરે ખોલ સૌ પડદા બરોબર.
લઇ શપથ આવતા એરેગૉન તણા રાજા
વરણી કાજ સત્વર.

(નોબત વાગે છે. એરેગૉનના રાજા, પોર્શિયા
અને એના અનુચરો આવે છે.)

એ નૃપોત્તમ ! આ જુઓ ત્યાં પેટી સહુ, જો કરો
પસંદ જે વિશે હું છુ તો લગ્નવિધિ તત્કાળ
થશે. પરંતુ નિષ્ફળ જો થશો તો વિના બોલે
મહારાજ જવાનું છે હ્યાંથી સત્વર આપને.

એરે:—બંધાયો શપથે હું છું પાળવા શરતો ત્રણ.
પ્રથમ, ના કહેવું એ કોઇને મેં કરી કઇ
પેટી પસંદ; બીજી જો થાઉં નિષ્ફળ અન્ય ના
પૂછું કોઇ કુમારીને લગ્નને કાજ; અંતમાં
ઊતરૂં પાર હું ના જો આ વરણી વિશે, તજી
તમને શીઘ્ર તો જવું.

પોર્શિ;—આ ત્રણ શરતો કાજે લે શપથ દરેક જે
આવે મુજ અપાત્રને અર્થ સંકટ વ્હોરતા.

એરે:—હુંયે તત્પર એ કાજે. વિધાતા પૂરજે મુજ
આશા હ્રદયની. હેમ, રજત, નીચ આ સીસું.
'મુજને વરનાર તો આપશે, હોમશે બધું'
આપું, હોમું, અરે તું જો હોત વિશેષ સુંદર.

પેટી સુવર્ણની શું કે'? હા જોવા દો મને અરે.
મેળવે વરનાર તો મને, જે લોક વાંછતા.'
જે ઘણા લોક વાંછતા? એ ઘણાં, એટલેજ તો
એ મૂર્ખ જનતા, વરે માત્ર દેખાવને અને
શીખે એ જેટલું મૂર્ખ ચક્ષુઓ શીખવાડતાં.
ના એ ભીતરમાં જુએ, પણ એ માર્ટલેટની[1]
જેમ બહારની ભિંતે અરક્ષિત, હવા મહીં
માળો તો નિજ બાંધતાં મરે નિશ્ચય તોય તો.
જે ઘણાં લોક વાંછતા તે ના હું વાંછતો, કેમ?
ના હું સામાન્ય લોકની સાથ બઉં, અરે જેથી
મનાઉં જંગલી એ સૌ જન સમુહ પંગતે.
તો પછી આવવું રહ્યું રૌપ્ય ભંડાર તું પાસે.
કહે ફરી કયો ધરે એ મુદ્રા લેખ તું શિરે.
"મુજ એ વરનારને યોગ્યતા તેટલું મળે."
અરે એ ઠીક છે કહ્યું; ખરે એ કોણ ભાગ્યને
છેતરીને થશે જે તો વિશિષ્ટ, ગુણની ન કો
મુદ્રા વિના? ન ધૃષ્ટતા એ ઉચ્ચ પદ લાભવા
કો અધિકાર ના વિના તમે કરો! અને સહુ
મીલ્કત પદવી વળી ને અધિકાર ના મળે
અરે દૂષિત કો રીતે! યોગ્ય સન્માન તો ખરે
મળ્યુંજ હોય સૌને તો નિજ ગુણો થકી અરે!
તો પછી કેટલા યે તો ઢાંકવું શિર આજ જે
ઉઘાડાં મસ્તકે! અને શાસિત કેટલા બને
શાસન જે ચલાવતા! કેટલી ક્ષુદ્ર નીચતા
મળે કુલીન વંશોના બીજમાં! ને કુલીનતા
કાળના કચરા અને ખંડેરમાં જડે જેને

૧. એક પક્ષી જે ભીંત ઉપર માળો બાંધે છે.

નવરૂપ બનાવવી ! પણ આ વરણી વિશે !
'મુજ એ વરનારને યોગ્યતા તેટલું મળે.'
હું મને પાત્ર માનીશ; આપો ચાવી મને આની.
કરીશ મુજ ભાગ્યને ઉઘાડું આ ક્ષણેજ હું.
(રજત પેટી ઉઘાડે છે.)

પોર્શિ:–(સ્વગત) દીર્ઘ વિરામ આ કેવો જોઇ પેટી મહીં શું છે!

એરે:–આ શું છે ? શિર આ તો કો મૂર્ખશિરોમણી તણું.
મને કાગળ એ ધરે ! અરે વાંચીશ એહને.
અરે તું પોર્શિયાથી તો કટલો ભિન્ન ! ને વળી
કેટલો ભિન્ન આશાઓ ને મુજ યોગ્યતા થકી !
'મુજને વરનારને યોગ્યતા તેટલું મળે !'
મૂર્ખના શિરથી વધુ મેળવવા ન યોગ્ય હું ?
આજ શું મૂલ્ય મારૂં ? ના એથી વિશેષ પાત્રતા ?

પોર્શિ:–એ દોષ કરવો અને કરવો ન્યાય, ભિન્ન છે
કાર્યો એ, ને વિરોધીયે.

એરે :–
હયાં શું લખેલ આ વળી ?
( વાંચે છે. )

કરી કસોટી અગ્નિયે છ, સાતવાર આ તણી
કસેલ સાતવાર એ વિવેક બુદ્ધિ જે કદા,
ન ભૂલ તો કરે પસંદગી વિશેજ આ.
હશેય મૂર્ખ વિશ્વમાંહ્ય ચુમતાજ છાયને
મળેજ માત્ર ભાગ્યમાં
છાય સુખની અરે.
વસેછ મુર્ખ જાણતો, અને વળી

રસેલ રૌપ્યથી ય જેમ આ રસેલ છે.
ગમે ય દાર સેજમાં સુવાડજે
રહીશ હું સદાય શિર તાહરે,
જા અરે ત્વરા થકી ન કામ તાહરૂં હવે.'
બનું જ હું મૂર્ખ વિશેષ જો ત્યાં
રહું અરે એક પળે હવે તો.
હું મૂર્ખનું આ શિર એક સાથે
આવ્યો અરે પ્રેમ તણે જ કાજે.
જવું હવે બે શિર સાથ પાછાં.
પ્રણામ. ને સોગન હું ન તોડું
આ, ક્રોધને, ધૈર્ય વડે સહીને.

(ઍરેગૉન ને અનુચરો જાય છે)

પોર્શિ :–આમ પતંગ તો અરે દાઝયું દીપકથી ખરે.
વિચારી મૂર્ખ આ વળી! અને એ વરણી કરે
જ્યાં, દાખવે ડહાપણ ખોવામાં ચતુરાઇથી.

નેરિ :–ના પુરાણી કહેવત છે આ સત્ય વિરોધી, કે
સ્ત્રી અને શૂળી બેઉ યે છે ભાગ્યાધીન વસ્તુઓ.

પોર્શિ :–નેરિસ્સા ચાલ તું અને ઢાંકી દે પડદા ફરી.

(નોકર આવે છે.)

નોકર :–રે કયાં છે ભવતી ?

પોર્શિ :– રે ત્યાં શું મહારાજ પૂચ્છતા ?

નોક :–ભવતી ! આપને દ્વારે વેનિસથી યુવાન કો
આવ્યો છે એ પુરોગામી નિજ સ્વામી તણો, કે'વા
આગમન તણા એના સમાચાર. અને વળી

શુભેચ્છા એ તણી બહુ લાવ્યો છે ને વિશેષમાં
(શબ્દો સભ્ય સિવા) લાવ્યો ભેટો અમોલ; આજ તો
સુધી દીઠો નથી આવો દૂત કો પ્રેમનો ખરે,
અરે વસંત નો દિન ના છે મધુર એહવો,
આપતો જે વધામણી ભવ્ય ગ્રીશ્મ તણી, જેવો
છે અગ્રદૂત સ્વામીની પૂર્વે આવેલ જે અહીં.

પોર્શિ:-અરે બસ વિશેષ ના. મને તો ભય છે કહે
તું આ ઘડી સંબંધી એ છે તારો રે પ્રશંસા શું
કરે ચિત્ત પ્રફુલ્લથી. નેરિસ્સા ચાલ, ચાલ, છું
બહુ આતુર જોવાને એ દૂત કામદેવનો,
આવ્યો સુરીત આમ જે.

નેરિ:—ઓ ભગવાન! હોય એ પ્રભુથી તો બસાનિયો.



## અંક ત્રીજો
### પ્રવેશ ૧ લો.

[વેનિસ રસ્તો.
સોલૅનિયો અને સેલૅરિયો આવે છે.

**સૉલે**:–રીયાલ્ટો પર શું ખબર ?

**સૅલે** :–અરે હજીયે પેલા સમાચાર ખોટા ઠર્યા નથી કે એન્ટોનિયોનું એક ખૂબ કીમતી માલ ભરેલું મોટું વહાણ એ સાંકડા સમુદ્રમાં ભાંગ્યું; એ જગ્યાને હું ધારૂં છું કે ગુડવીન્સ કહે છે; બહુજ ભયાવહ છીછરો એ જળપટ છે અને વિષમ, જ્યાં ઘણાંયે મોટા વહાણોના કલેવરો દટાયાં છે, એમ કહેવાય છે જો મારા બાતમીદારની ગપ એ સાચી ને પ્રમાણિક બાયડી હોય તો.

**સૉલે** :–હું ઇચ્છું છું કે એ ગપ જૂઠી હોય, તમાકુ ચાવતી સ્ત્રી જેવી કે એ સ્ત્રીનાજેવી જે પડોશીઓને મનાવવા માગે કે ત્રીજા ધણી પાછળ એ ખરાં આંસુ પાડે છે. પણ ખરે બહુ લંબાણમાં ના ઘુસી જતાં, અથવા મૂળ વાતનો રાહ ન ઉલ્લંઘતાં, ભલા એન્ટોનિયો, પ્રમાણિક એન્ટોનિયો–અરે મારી પાસે એના નામ સાથે બંધ બેસે એવો શબ્દ હોત !

**સૅલે** :–અરે વાકયનો પૂર્ણ વિરામમાં છેડો તો લાવ.

**સૉલે** :–શું કહે છે ? હા છેડો તો એ કે એને વહાણની ખોટ ગઇ છે.

**સૅલે** :–હું ઇચ્છું છું કે આટલામાં જ એની ખોટનો છેડો હોય.

સૅાલે :–મને વખતસર 'આમીન' કહેવા દે નહીતર શેતાન મારી પ્રાર્થનાની આડે આવશે; અરે એજ આ આવતો યહૂદીના વેષમાં.

(શાયલૉક આવે છે).

કેમ શાયલોક ? શેઠીયાઓના શું સમાચાર ?

શાય :–મારી પુત્રી નાસી ગઇ એ સમાચાર તમે તો જાણતા હતા. અરે તમેજ સારી રીતે, તમારા સિવાય બીજું કોઇ નહી.

સૅલે :–હા ખરેજ; હું તો એ દરજીનેયે ઓળખું છું જેણે પાંખો સીવી જે વડે એ ઉડી ગઇ.

સૅાલે :–અને શાયલોક પણ જાણતો હતો કે એ પંખીને પાંખ આવી છે; અને પછી તો એ એમનો સ્વભાવજ છે કે સ્વર્ગભણી ઉડવું.

શાય :–અરે આ માટે તો એ નર્કે જશે.

સૅાલે :–એમે બનશે જો શેતાન એનો ન્યાયાધીશ થાય.

શાય :–અરે મારૂંજ લોહી ને મારૂંજ માંસ બળવો કરે !

સૅાલે :–અરે જા બુઢ્ઢા મુડદાલ ! આ ઉમરે બળવો કરે !

શાય :–મારી પુત્રીને મારૂં લોહી ને માંસ કહું છું.

સૅલે :–જેટલો કૃષ્ણોપલ અને હાથીદાંત વચ્ચે ફેર છે એથી યે વધારે તારા અને એના માંસની વચ્ચે ફેર છે, અને જેટલો લાલ દારૂ અને રૂહાઇનના દારૂ વચ્ચે ફેર છે એથી યે વિશેષ ફેર તમારા લોહીમાં

છે-પણ કહે તેં કંઇ સાંભળ્યું છે કે એન્ટોનિયોએ એક બે વહાણો દરિયામાં ખોયાં એ વિશે ?

**શાય** :–આ વળી બીજું ખરાબ સાટું. એ દેવાળિયો ઉડાઉ, રીયાલ્ટો પર એનું મ્હોંયે બતાવી શકતો નથી; એ ભિખારી જે બજારમાં બહુ જ ટાપટીપ કરીને આવતો એનો દસ્તાવેજ યાદ રાખે; મને વ્યાજખાઉ કહેનારો એ દસ્તાવેજ યાદ રાખે, મને ખ્રીસ્તી સભ્યતા ખાતર દ્રવ્ય ધીરનારો અરે એનો દસ્તાવેજ યાદ રાખે.

**સેલે** :–ખરેજ એનાથી પૈસા નહી અપાય તો મારી ખાતરી છે કે તું એનું માંસ નહી લે, એનાથી તને શો લાભ ?

**શાય** :–એનાથી માછલાં પકડીશ. જો એ બીજાને તૃપ્ત નહી કરે તો મારા વેરને તો કરશે. એણે મને હલકો પાડયો છે, મને અર્ધા લક્ષની ખોટ આણી છે, મારી ખોટ પર એ હસ્યો છે અને મારા નફાની મશ્કરી કરી છે, મારી જાતને ધિક્કારે છે મારા સોદાઓ ઉંધા વાળ્યા છે; મારા મિત્રોનો સ્નેહ નરમ પાડયો છે અને મારા શત્રનો દ્વેષ ઉત્તેજિત કર્યો છે. અને કારણ? કારણ હું યહૂદી છું. અરે શું યહૂદીને આંખ નથી, યહૂદીને હાથ નથી અંગો, આકાર, ઇન્દ્રિયો, સ્નેહ, અનુરાગ નથી ? નથી એજ અન્નથી પોષાતો ? નથી એજ શસ્ત્રથી હણાતો ? નથી એજ રોગોનો ભોગ થતો ?

ને નથી એજ ઉપાયોથી સાજો થતો? અને શું નથી એજ શિયાળા અને ઉનાળાથી શીત અને ઉષ્ણતા અનુભવતો? શું નથી એક ખ્રીસ્તી જેમ અમને શૂળ ભોંકો ત્યારે લોહી નીકળતું? અમને ગલી ગલી કરો તો શું અમને નથી હસવું આવતું? અને ઝેર આપો તો શું અમે નથી મરતા? તમે જો અમારૂં અનિષ્ટ કરો તો શું અમારે વેર ન વાળવું? જો અમે બીજામાં પણ તમારા જેવા છીએ તો આમાં પણ તમારા જેવા થઇશું. જો યહૂદી કોઇ ખ્રીસ્તીનું અનિષ્ટ કરે તો ખ્રીસ્તીની નમ્રતા શેમાં? વેર વાળવામાં. તો પછી જો ખ્રીસ્તી યહૂદીનું અનિષ્ટ કરે તો ખ્રીસ્તીનો જ દાખલો લઇ, એની સહનશીલતા શેમાં? વેર વાળવામાં. તમે જે દુષ્ટતા શીખવો છો તે પ્રમાણે જ હું કરીશ. અને એમ કરવું અઘરૂં તો છે છતાં શીખવાથી યે વિશેષ કરીશ.

(નોકર આવે છે).

**નોકર**:—સભ્યો! મારા શેઠ એન્ટોનિયો ઘેર છે અને આપને બન્નેને મળવા માગે છે.

**સૅલે**:—અમે પણ એને બધે શોધી વળ્યા.

(ટયુબલ આવે છે.)

**સૅાલે**:—આ વળી બીજો એનો જાત ભાઇ આવ્યો. ત્રીજો આ જોડનો મળવો મુશ્કેલ છે—સિવા કે શેતાન જ યહૂદી બને.

(સૅાલે. સૅલે. અને નોકર જાય છે.)

શાય :–કેમ ટ્યુબલ ! કેમ જેનોઆની શું ખબર ? મારી દીકરીનો પત્તો મળ્યો ?

ટ્યુ :—હું ગયો ત્યાં ઘણે ઠેકાણે એને વિશે સાંભળ્યું પણ મને એ જડી નહી.

શાય :...અરે હાય ! હાય ! હાય ! એ હીરો ગયો ! ફ્રેંકફર્ટમાં મને એના બે હજાર ડકેટ બેઠા હતા ! આજ લગી આપણી જાત પર આવો શાપ ઉતર્યો નહોતો. અરે અત્યાર લગણ મને એ લાગ્યો નહોતો. બે હજાર ડકેટ અને બીજાં યે કીમતી જવાહરો! અરે હું તો ઇચ્છું કે મારી દીકરી મારી સામે મરી હોત અને ઘરેણાં એના કાનમાં હોત ! અરે એને મારી સામે કફનમાં નાખી હોત અને એ ડકેટો પણ કફનમાં હોત ! એના કંઇજ ખબર નથી ? અને વળી મને ખબરે નથી એની શોધમાં કેટલા ખર્ચાયા. અરે ખોટ પર ખોટ ! ચોર તો કેટલું લઇ નાઠો અને કેટલું એના એ ચોરને પકડવા પાછળ ! એમાં ના સંતોષ ના તૃપ્તિ. ખરે જાણે દુર્ભાગ્ય તો મારેજ શિરે પડવા જન્મ્યું હોય, નિશ્વાસ તો જાણે મારી હાયનાજ અને આંસુઓ મારેજ સારવાના—

ટ્યુબલ:–અરે બીજા મનુષ્યોને ય દુર્ભાગ્ય નડયું છે; એન્ટોનિયો, મેં જેનોઆમાં સાંભળ્યું—

શાય :–શું શું શું ? દુર્ભાગ્ય દુર્ભાગ્ય ?

ટ્યુબ :–ત્રિપોલીથી આવતો એનાં વહાણનો

કાફલો ખરાબે ચઢી ગયો.

**શાય** :—અરે ઇશ્વરનો પાડ ઇશ્વરનો પાડ. એ ખરૂં છે ખરૂં છે?

**ટયુબ** :—એમાંથી બચી ગયલા કેટલાક ખલાસીઓ સાથે મારે વાત થઈ.

**શાય** :—આભાર તારો ભલા ટયુબલ. શુભ સમાચાર એ શુભ સમાચાર એ! હા હા! જેનોઆમાં જ.'

**ટયુબલ** :—જેનોઆમાં સાંભળ્યું કે તારી દીકરી યે એક રાતમાં એંશી ડકેટ ખર્ચ્યા.

**શાય** :—અરે મને કટાર ભોંકતો તું તો. મારૂં સોનું ફરી જોવા પામીશ નહી! એકજ રાતમાં એંસી ડકેટ! એંસી ડકેટ!

**ટયુબલ** ;—ત્યાંથી એન્ટોનિયોના વિવિધ લ્હેણદારો મારી સાથે વેનિસ આવ્યા છે. એ તો શપથ ખાય છે કે એન્ટોનિયો તો હવે તૂટવાનો જ.

**શાય** :—અરે એ સાંભળી હું બહુ ખુશી થયો. હવે એને પજવીશ, ત્રાસ આપીશ. અરે બહુ ખુશી થયો એ સાંભળી.

**ટયુબ** :—એમાંથી એકે મને અંગુઠી બતાવી જે તારી દીકરી પાસેથી એણે પાંચસોમાં ખરીદી.

**શાય** :—હત મોઈ! અરે ટયુબલ તું મને દુ:ખી કરે છે. એ તો મારો નીલમણિ પરણ્યાં પહેલાં એ

મને લીયાએ આપ્યો હતો. એને તો હજારો માટે યે હું ના વેચું.

ટ્યુબ :–પણ એન્ટોનિયોનું તો ખરેજ આવી બન્યું.

શાય :–ખરેજ એ સાચું છે, સાવ સાચું છે? જા ટ્યુબલ કોઈ વકીલને રોક અને પંદર દિવસની મુદત એને આપ, એ જો નહી આપી શકે તો હું એનું હૃદય લઈશ; કારણ એ વેનિસમાંથી ટળે તો હું મનમાનતો વેપાર કરી શકીશ. જા ટ્યુબલ અને મને પછી આપણા સેનેગૉગમાં મળજે; જા ભલા ટ્યુબલ, આપણા સેનેગૉગમાં ટ્યુબલ.

( જાય છે. )



# અંક ત્રીજો

## પ્રવેશ ૨ જો

[બેલ્મૉન્ટ. પોર્શિયાના ઘરનો એક ખંડ
બસાનિયો, પોર્શિયા, ગ્રેશિયાનો, નેરિસ્સા અને અનુચરો આવે છે.

પોર્શિ :—વીનવું હું તમે થોભો, એક દિવસ, બે અરે,
કરો સાહસ આ પ્હેલાં; કારણ વરણી ન જો
થાય સાચી, મને ખોવો પડશે સહવાસ આ
તમારો. રે જરા થોભો. કંઈક છે (ન પ્રેમ એ)
કહેતું જે મને ના હું ગુમાવું તમને; અને
તમેય જાણતા દ્વેષ સલાહ આ પ્રકારની
કદી ના આપતો ખરે. રખે ના સમજો મને—
કારણ સ્પષ્ટ ના વદી શકે નારી, વિચાર ને.
હું રાખું માસ બે અહીં તમને તો, કરો મુજ
કાજ સાહસ એ પૂર્વે. અને હું શીખવું યોગ્ય
કરવા વરણી. પણ લીધા સોગન છે અરે
ના એ તો હું કરી શકું ને તમે હારશો મને.
પણ જો હારશો ગણું અરે સોગન લીધા એ
પાપ સમાન હું. રે શાં તમારાં ચક્ષુઓ! મને
કરી છે વશ ને કરી દ્વિધા વળી. વિભાગ આ
એક તો છે તમારો ને, તમારો અન્ય આ, મારો
અરે કે'તી હતી; પણ જો મારો છે, તમારો એ
એટલે સૌ તમારૂં છે! આ નઠારો સમો મૂકે
આડ, માલિક ને એના અધિકાર તણી વચ્ચે.
એટલે જ તમારૂં છે છતાં ના છે તમારૂં એ.
એમ જો સિદ્ધ થાય, છો વિધાતા જાય નર્કે શા
કાજ હું! બહુ હું અરે બોલતી પણ રોકવા
એ તો સમયને, ખોટી કરવાને ચિરાયિત

થાય, તો અટકે અરે આ તમ વરણી ખરે.

બસા:-રે મને કરવા દો એ વરણી. આમ ને આમ
જીવ આ મુજ યાતના ભોગવે છે ભયંકર.

પોર્શિ:-યાતના ભોગવે? કરો કબૂલ તો બસાનિયો!
કે કો દ્રોહ, ભળેલ છે તમારા પ્રેમમાં ખરે.

બસા:-ન કો દ્રોહ, સિવા બાહુ એ, સંશય તણો મને
ભયગ્રસ્ત બનાવતો પ્રેમ ભોગવવા વિશે.
સંભવે એજ સત્ત્વને સખ્ય હિમ અને અગ્નિ
વચ્ચે જો સંભવે મુજ પ્રેમને દ્રોહમાં ખરે.

પોર્શિ:-મને તો ભય છે બોલો તમે આ યાતના થકી
જે બોલાવે ગમે ય તે માનવ પાસ તો ખરે.

બસા:-આપો વચન જો મને જીવનદાનનું, તો તો
બોલીશ સત્ય હું ખરે.

પોર્શિ:- તો તો બોલ અને જીવ.

બસા:-બોલ ને જીવ આજ છે તાત્પર્ય બોલવા તણું
મારા. પીડા ભલી એ, જો પીડક શીખવે મને
ઉત્તરો આપવા મુજ ઉદ્ધારના! હવે જશું
ભાગ્ય-પેટી, સમીપ તો?

પોર્શિ:-ચાલો ત્યારે-મને એક પૂરી છે. પ્રેમ જો હશે
મુજ વિશે તમારો, તો કહાડશો મને શોધી.
નેરિસ્સા અન્ય તો અને, રહો આ પાસ સૌ ઉભા
ને સંગીત બજાવો એ કરતા વરણી જ્યારે,

જેથી જો હારતા, આવે હંસ સમાન અંત,[૧] ને
સંગીત સાથ એ લય પામે; ને ઉપમા વધુ
યોગ્ય બનાવવા મુજ ચક્ષુઓ ઝરણાં અને
જલશય્યા બને એના મૃત્યુની. પણ જો જીતે
તો તો સંગીત શું બને? સંગીત થાય ભવ્ય એ
તૂર્યનાદ સમું જ્યારે રાજનિષ્ટ પ્રજા નમે
નવાભિષિક્ત ભૂપને: એવાજ છે વળી મીઠા
સ્વરો પ્રભાતના, સરે મંદ સ્વપ્નસ્થ કર્ણમાં
વરરાજા તણાં એને લગ્ન કાજ નિમંત્રતા.
ચાલ્યા, દર્શનમાં ભવ્ય એલસીડીઝના સમા
પ્રેમ વિશેષ સાથે તો, કરી મુક્ત કુમારિકા,
જેને ઉન્મત્ત ટ્રોયે તો જલરાક્ષસ[૨] ને કરી
હતી અર્પણ. આ ઉભી હું બલિદાન કાજ; છે
અન્ય ટ્રોજન સ્ત્રીઓ, સૌ, મ્લાન વદન જે, મળી
જોવાને અંત શું આવે આ કૌતુક તણો. અરે
ઓ હર્ક્યુલીસ! તું જીવે હું જીવું. તમથી અરે
વિશેષ ભયભીત હું જોતાં એ યુદ્ધ, જે તમે
તત્પર લડવા થયા.

(સંગીત[૩] વાગે છે તે વેળા બસાનિયો પેટીઓનું નિરીક્ષણ
કરતો સ્વગત બોલે છે)

૧ પશ્ચિમમાં માન્યતા છે કે હંસ મરતાં મરતાં ગીત ગાય છે.

૨ આ પણ ગ્રીક દંતકથા છે. એલસીડીઝ અથવા હર્ક્યુલીસે હેસીઓનને બચાવી હતી.

૩ આ સંગીત બસાનિયોને આડકતરી સૂચના આપવા માટે છે. શીશ અને સીસક એના ઉચ્ચારમાં સામ્ય છે એ રીતે.

સંગીત.

કોઈ કે'શો કે મોહ તો કયાં રે જન્મે,
હૈયામાં જન્મે કે શીશની માંહ્ય—કોઈ
કોનો એ જાયો ને કોણે એને પાળ્યો
બોલો બોલો બોલો રે ભાય—કોઈ

નેનનમાં એ જન્મ ધરંતો
એક મીટનું પાન કરંતો
મરે જ મોહ એ જન્મ્યો ત્યાંય.
મૃત્યુનો ઘોર ઘંટ બજાવો
ટન્ ટન ટનન ટન્

(સૌ સાથે) :–ટન્ ટન્ ટનન ટન્—કોઈ–

**અસા** :–(સ્વગત) બાહ્ય દેખાવ ના ખરૂં અંતર દાખવે ખરે. દુનિયા છેતરાય છે તો યે એ શણગારથી. કાયદામાં દલીલ તો કેવી ય નીચ દુષિત હશે, પણ વિભૂષિત જો સૌમ્ય શબ્દથી, ન શું ઢંકાય દુષ્ટતા એની? ને ધર્મમાં પ્રમાદ કો હશે અક્ષમ્ય, ને છતાં ન શું ગંભીર કો મુખ સ્વસ્તિ વાચન સાથ ને આધાર શાસ્ત્ર નો લઇ એ અભિનંદશે અને ઢાંકશે નીચતા એમ કો અલંકાર રમ્યથી? નાનો યે અવગુણ કો, ધારે છે બ્હારથી તો એ ચિહ્ન સદ્ગુણનું ખરે. બાયલા કેટલાય છે, હૃદય જેમના મિથ્યા રેતી સોપાન શાં, છતાં જે ઉગ્ર હર્કયુલીસ, ને મંગળ દેવની જેમ દાઢી તો રાખતા પણ કરે એ શૌર્ય નો માત્ર દેખાવ બાહ્ય, જે થકી

લાગે વિક્રમના સમા? અને સૌંદર્ય રે એ તો
વેચાય નિજ ભારને તોલે. સૃષ્ટિ તણો ખરે
એ ચમત્કાર કે થાય એ લઘુ ભાર જે વધુ
સૌંદર્ય દાખવે; વળી કેશાવલિ સુવર્ણ એ
લાડતી વાયુ સાથ જે છૂટથી બહુ, એ ય તે
અસત્ય રમ્યતા, જે છે વારસો અન્ય કો તણાં
[1] શિરનો ઘોરમાંની કો અરે એ ખોપરી તણો.
આમ છે શણગાર તો કિનારો કપટી બહુ
ભયાનક સમુદ્રનો; રમ્ય ઘુંઘટ ઢાંકતો
કદ્રૂપ કામિની કોને. એકજ શબ્દમાં કહું,
કૃત્રિમ સત્ય એ, જેને આ ધૂર્તકાળ ધારતો,
સુજ્ઞને સપડાવવા. એટલે ભભકાળાં ઓ
સુવર્ણ, માઈદાસ[2]ના કઠોર અન્ન, ના મને
તારી સ્પૃહા; અને નથી સ્પૃહા તારીય શ્વેત ઓ
સાર્વજનિક દાસ તું[3] મનુષ્યના; પરંતુ તું
અરે તું ક્ષુદ્ર સીસાં જે આશાને બદલે ભય
બતાવે, તુજ સાદાઈ કો વાગ્વૈભવથીય તો
વિશેષ પ્રેરતી મને. કરૂં પસંદ આ અને
પામું આનંદ એ થકી.

**પોર્શિ** :–(સ્વગત) કેવા આ ભાવ અન્યતો પળમાં જાય સૌ ઉડી!
એ સાશંક વિચારો ને નિરાશા, ઉદ્ભવેલ જે

---

૧ એ જમાનામાં ખોટા વાળ પ્હેરવાનો રિવાજ હતો તે પરથી.

૨. આ પ્રીરતી બાઈબલની કથા છે. માઇદાસે વરદાન માગ્યું કે એ જેને અડકે તે સુવર્ણ થઇ જાય- આથી એ જે વસ્તુને અડકે તે સોનું થઇ જાય છે. એનું અન્ન પણ સોનું બને છે આ રીતે તે વરદાન ભારે પડે છે.

૩. રૂપું સામાન્ય રીતે ચલણી સીકકામા વપરાય છે તેથી એ સાર્વજનિક દાસ.

અધીરાઈ થકી, ભય કંપતો, ને અસૂયા એ
હરિતાક્ષી ! અરે પ્રેમ ! સંયમ રાખ. હર્ષને
શમાવ, તુજ આનંદ વર્ષાવ સપ્રમાણ ને
અતિને વર્જ તું ! થાઉં પરવશ કૃપાથકી
એ અનહદ તારી, રે ઘટાડ, નવ તો રખે
અતિ ભારે પડે મને !

બસ્સા :— શું મળશે મને અહીં ?

(સીસાંની પેટી ઉઘાડે છે)

સુંદર પોર્શિયાની રે છબી ! એ દેવતા કોણ
લીધો છે જન્મ હ્યાં ? અરે હાલતાં ચક્ષુ ? કે પછી
મુજ કીકી પરે સ્વાર થઇ જણાય હાલતાં ?
વિભક્ત ઓષ્ઠ આ થયા જુદા મધુર શ્વાસથી[1]
ને આ કેશ વિશે જાણે કે ચિત્રકાર તો બન્યો
કરોળિયો, અને વણી સુવર્ણ જાળ તો કેવી
જાળમાં મક્ષિકા પડે એથી ય વધુ સત્વર
નર હૃદયને માંહ્ય આ સપડાવતી. પણ
એના ચક્ષુ–શી રીતે એ જોઇ શકેલ દોરતાં
એને ? એક કરે ત્યાં તો જેનામાં શક્તિ છે ખરે
એ તણી ચોરવાની એ, જે થકી અધુરી રહે
એયે ! પણ પ્રશંસા આ ખરે વાસ્તવમાં કરે
અન્યાય છબિનો આ તો, આંકીને લઘુ એહને.
ને છવિ પંગુ છે બની મૂળ વસ્તુ સમક્ષતો.
આ રહ્યો પત્ર સંક્ષિપ્ત એ લેખ મુજ ભાગ્યનો.

(વાંચે છે)

દેખાવ ને જે વરતો નથી તું

૧ બન્ને હોઠને.

સુભાગ્ય છે આ વરતો જ સાચું.
લાધ્યું નસીબે ફળ આ અનેરૂં
સંતોષ પામી નવ શોધ બીજું.
આનંદ જો હોય તનેજ આથી
ને આ ગણે ભાગ્યજ શ્રેયકારી
નિહાળ નારી તુજ, આ ઘડી જે
ચુમી સપ્રેમે કર એહ તારી.

શો મીઠો લેખ! સુંદરી! આપની હોય જો રજા,
આવું હું લેખ આ કહે, લેવા ને આપવા વળી;
જેમ હરીફ એક એ એમાંથી, કો ઇનામને
કાજે પ્રસન્ન લોકને કર્યા છે માનતો, સુણી
એ ગગડાટ તાળીનો ને જયનાદ લોકનો,
આત્મા ચઢયો હિલોળે તો જેનો, સાશંક જોતો કે
એ જયનાદ એને જ કાજે વા નહિ, એમ જ
ઓ ત્રિઃ સુંદર નારી! આ હું ઉભો એટલો જ છું
સાશંક કે હશે સત્ય આ જે જોતો, ન જ્યાં સુધી
તમે તો હા ભણો, સંજ્ઞા સાથ ને માન્ય એ કરો.

**પોર્શિ** —મહાશય બસાનિયો? આ હું રહી અને જેવી
ને તેવી છું તમારી હું. મારે ખાતર તો નથી
મને લોભ મહેચ્છાનો કે હું વિશેષ આ થકી
સારી હોઉં, પરંતુ રે તમ ખાતર તો ઇચ્છું
કે ત્રણ વીસ વાર હું હોઉં અધિક સુંદર,
દશ હજાર વાર ને વિશેષ દ્રવ્યવાન હું;
તમારી ગણનામાં હું ઉંચે આવું અરે ઇચ્છું
એજ ખાતર સદ્‌ગુણ, સૌંદર્ય, દ્રવ્ય, મિત્ર એ
સૌ, અગણિત તો હોય મુજ પાસે. અરે પૂર્ણ

ગણો જો સરવાળો આ મારો છે અલ્પ સંખ્યામાં
જે, કુલે છે અશિક્ષિત બાલા, ના કેળવાયલી
અનુભવ વિનાની ને; પણ હર્ષિત કે નથી
શીખવા કાજ એ બહુ મોટી; વિશેષ એથીયે
હર્ષતો કે નથી વળી જડબુદ્ધિ ન શીખી એ
શકે: ને સહુથી વધુ હર્ષતો એ થકી નિજ
આત્માને નમ્ર સોંપતી આપને.. આપજો તમે,
પતિ, અધિપતિ, અરે ભૂપતિ જેમ આદેશ
તો એને. હું અને મુજ હવે થયાં તમે અને
તમારાં. માલકા હતી હું તો આજ સુધી મોટા
આ મહાલયની. પ્રભુ સહુ સેવકની અને
રાણી આત્મ તણી. હવે રે હવે સહુ, હર્મ્ય, આ
સેવકો એજ હું થયાં તમારાં મુજ નાથના.
અંગુઠી સાથ આ સહુ તમને અર્પતી, કદી
એને ત્યજો ગુમાવો કે આપો જો દાનમાં ગણું
એ તો સૂચક, નાશનું તમારા પ્રેમના; અને
કારણ સબળું મને લડવા તમ સાથ તો.

બસા :—રે અવાક્ ભવતી કીધો તમે મને. રગે રગ
માત્ર આ રક્ત બોલતું. મુજ સૌ શકિત તો બની
છે મૂઢ, એહના જેવી, દેખાય ગુંજતા તુષ્ટ
એ જન સમુદાયમાં, જે સુભાષણની પછી
કો લોકપ્રિય ભૂપના; જ્યાં કંઇક દરેકનું
સાથે ભળી અને થાય કોઇ પ્રચંડ નાદ એ,
હર્ષ સિવા કશુંય ના જેમાં, સ્પષ્ટ છતાં ય છે
અસ્પષ્ટ. અંગુલી થકી અંગૂઠી, જો થશે જુદી,
આ મુજ પ્રાણ યે સાથે જશે. બસાનિયો મૃત
પામ્યો એ ખાતરી સાથે કહી તો શકશો તમે.

નેરિ :–ભવતી ને મહારાજ! હવે વારો અમારો છે
આ, આશા જેહની થઇ આજે સફળ, આપવા
એ અભિનંદનો દેવી ને મહારાજ ને અમ–

ગ્રેશિ :–મહાશય બસાનિયો! ભવતી મૃદુ, હું ઇચ્છું
સર્વ એ સુખ જે તમે વાંછો. ન એ સિવા તમે
જાણું હું, ઇચ્છતાં અરે અન્ય તો મુજ પાસથી.
જ્યારે ઉજવશો આપ વિધિ પૂર્વક પ્રેમનું
એ સાટું, છે વિનંતી તો મારી મને ય આપશો
લગ્નની પરવાનગી.

બસા :–અરે હૃદયથી મારા મળે નાર તનેય કો.

ગ્રેશિ :–ઉપકાર મહાશય! આપેજ મેળવી મને.
મારાંય ચક્ષુઓ આપ જેમ છે દ્રુત જોનારાં.
આપે તો માલકા દીઠાં મેં દીઠી પરિચારિકા–
આપનો પ્રેમ તો હતો, બંધાયો મુજ આ સમે.
આપની જેમ મારેયે. આપના ભાગ્યનો હતો
આધાર સન્દુ પેટીની પરે; મારો ય એમજ
હતો. ને પ્રેમ યાચતાં પાણી પાણી થયો અને
શપથો પ્રેમના લેતાં સુકાયો કંઠ, આખરે
મળ્યું વચન–જો ટકે વચન આખરે સુધી,
જે મળ્યું સુંદરી આની પાસથી, પ્રેમ દાનનું
વચન, શરતે એ કે જો ભાગ્ય આપનું ફળે
માલિકા મેળવી એની.

પોર્શિ :– નેરિસ્સા શું ખરૂં છ આ?

નેરિ :–ભવતી આપની હોય જો આજ્ઞા એમ છે ખરૂં.

બસા :–પ્રેશિયાનો ! ખરેખર તું આ સાચું જ બોલતો !

ગ્રેશિ :–હા ખરેજ મહારાજ !

બસા :–ઉત્સવ આ અમારો તો શોભશે તમ લગ્નથી.

ગ્રેશિ :–શરત મારશું પુત્ર પ્રથમ કાજ રે એક હજાર તો ડકેટની

નેરિ :– અને હજાર આપશું ?

ગ્રેશિ :–ના, ના રમત એમાં તો, ના જીતીશું ન આપશું.
પણ આ કોણ આવતા ? લૉરેન્ઝો ને વિદેશણ
એની ? સેલેરિયો મુજ પુરાણો મિત્ર યે વળી ?

( લૉરેન્ઝો, જેસિકા, સૅલેરિયો ને વેનિસથી દૂત આવે છે )

બસા :–લૉરેન્ઝો ! સૅલેરિયો ! રે સ્વાગત તમને અહીં,
મુજ આ અધિકાર તો નવો સ્વાગત આપી જો
શકે. ઓ પ્રિય પોર્શિયા ! તુજ આજ્ઞા વડેજ આ
મિત્ર ને દેશ બંધુનું મારા સ્વાગત હું કરૂં.

પોર્શિ :–નાથ ? હું યે કરૂં સાથે. છે બધાને જ સ્વાગત.

લોરે :–આપનો ઉપકાર છે મહારાજ ! અને મુજ
તો હતો ના વિચાર યે આપને મળવા અહીં.
પરંતુ માર્ગમાં મળ્યો સૅલેરિયો વિનંતી તો
એટલી સાથ આવવા કરી એણે, નકારી જે
શકાઇ ના મુજથી.

સૅલે :– ખરે કરી મહારાજ !
અને કારણ છે મને, એન્ટોનિયો મહાશયે

પ્રણામ પાઠવ્યા છ આ (કાગળ આપે છે)

**બસા :–** ઉઘાડું પત્ર આ, પૂર્વે,
કહો છે કેમ મિત્ર એ?

**સૅલે :–** નથી અસ્વસ્થ એ, સિવા
મન વિશે, ન તો સ્વસ્થ એ, સિવા મનને વિશે.
(બસા. પત્ર ઉઘાડે છે.)

**ગ્રૅશિ :–**નેરિસ્સા! પરદેશણ પેલીનું કર સ્વાગત.
હાથ સૅલેરિયો તારો. વેનિસ વર્તમાન શા!
ભલો એન્ટોનિયો, કહે કેમ છે એ મહાજન?
એ હર્ષ પામશે સુણી અમ સફળતા વિશે.
અમે જેસન[1] તો થયા જીતી સુવર્ણ ઊનને.

**સૅલે :–**જીત્યા સુવર્ણ રે હોત જે ગુમાવ્યું છ એહણે!

**ગ્રૅશિ :–**એ પત્રમાં ખરે જ કો મર્મભેદક છે શબ્દો,
જે વિવર્ણ કરે મુખ બસાનિયો તણું. હશે
અરે એ પ્રિય મિત્ર કો મૃત ન તો નથી કશું
આ વિશ્વમાં અરે જેથી ગુમાવે સ્થિર એ નર
સમતોલપણું એનું. અભદ્ર વધુ ને વધુ.
અરે બસાનિયો! હું તો તુજ અર્ધાંગ જેમ છું,
અને મનેય આપવો ઘટે છે અર્ધ ભાગ તો
સૌનો ને પત્ર આ તણો.

**બસા:–** મધુર પોર્શિયા? અરે
આમાં અપ્રિયમાં હશે અપ્રિય શબ્દ છે લખ્યા

1 ગ્રીક દંતકથામાંથી.

જેણે અંકિત પત્રને કો કર્યો હોય. સુંદરી !
કહ્યું પ્રથમ પ્રેમને વિશે મારા, કહેલ મેં
સ્પષ્ટ તો કે વસે છે સૌ દ્રવ્ય મુજ, રગો[1] વિશે
મારી, છું કુળવાન હું, અને એ સત્ય મેં કહ્યું.
ને છતાં ઓ પ્રિયે ! તું જો, અકિંચન કહી મને
શી પતરાજ મેં કરી; જ્યારે કહેલ મેં તને
મુજ પાસ નથી કશું, કહેવું યોગ્ય એ હતું
કે અકિંચનથીય તો વધુ હું નીચ છું. ખરે
હું ઋણી મિત્રનો મારા ને મિત્રને બનાવ્યો છે
ઋણી એનાજ વેરીનો કટ્ટા, સાધન કાજ એ
મુજ જીવનના. પત્ર આ રહ્યો, પત્ર આ પ્રિયે !
અંગ છે મુજ મિત્રનું શબ્દ પ્રત્યેક એહમાં
છે વ્રણ તો ઉઘાડો ને વહેતું પ્રાણ રકત તો
જે થકી. પણ આ ખરૂં છે શું સૅલેરિયો ! અરે
પાસા બધાજ શું વ્યર્થ ગયા ? એકેય ના ફાવ્યા ?
ત્રિપોલી, મેકિસકો, આંગ્લ, લીસ્બન બાર્બરી હિન્દ
બધેથીજ ? ન એકેય બચ્યું વહાણ સ્પર્શથી
અરે વ્યાપારઘાતી સૌ ખડકોના ભયાનક ?

**સૅલે:**—એકેય ના મહારાજ ! અને વળી ક્ષણે આ, જો
દ્રવ્ય યે હોય આપવા યહૂદીને, ન એ લેશે.
આવું પ્રાણી ધરે વળી મનુષ્યાકૃતિ જે કદી
ના દીઠું, ખારીલું લોભી ને, અરે કરવા બહુ
હેરાન માનવીને કો. રાત દિવસ એ કરે
અરજ ડ્યૂકને, નથી રાજ્માં તો સ્વતંત્રતા
એમ એ આણતો શંકા ના એને ન્યાય જો મળે.

૧. મારા લોહીમાં એ અર્થ.

વેપારી વીસ ને ડયુક અતે, મહાજનો વળી
મહાબંદરના સહુ સમજાવે, પરંતુ ના
ફળીભૂત થયા છે કો, દુષ્ટ દલીલ મૂકાવા
એની જે દંડ ને ન્યાય દસ્તાવેજ, વિશે કરે.

જેસિ:–હું હતી એહ પાસ તો જ્યારે, સુણેલ મેં લેતાં
એને શપથ, ટ્યૂબલ ને ચુસ નિજ નાતિલા
સામે કે માંસ એ લેશે એન્ટોનિયો તણું પણ
ના એ વીસગણું દ્રવ્ય, લીધું જે પાસથી એની.
અને જાણું મહારાજ, જો ધારો, રાજસત્તા કે,
ના કશુંયે કરી શકે, તો તો એન્ટોનિયો કાજે
ખરેજ કપરું થશે.

પોર્શિ:–શું આ એ પ્રિય મિત્ર જે તમારો દુઃખમાં આવા?

બસા:–પ્રિયમાં પ્રિય મિત્ર એ મારો, સદયમાં બહુ
સદય, માનવી શ્રેષ્ઠ ને છે અશ્રાન્ત સૌજન્ય
દાખવવા વિશે; વળી પુરાણા રોમની બહુ
ગૌરવ ભાવના અન્ય ઇટાલિયન કોઇમાં
હશે એથી ખરેખર એનામાં તો વિશેષ છે.

પોર્શિ:–શી છે રકમ દેવાની યહૂદીને?

બસા:–ત્રણ હજાર ડકેટ મુજ ખાતર.

પોર્શિ:– શું બસ?

તો છ હજાર આપો ને ફાડો એનો દસ્તાવેજ,
રે છ હજારથી કરો બમણાં, ત્રણ રે ગણા,
બસાનિયો તણા દોષે આવા મિત્ર તણો વાળે
રે વાંકો થાય એ પૂર્વે. પ્રથમ તો ચલો મુજ

સાથે દેવળમાં અને કરો પત્ની મને; અને
પછી વેનિસ જાઓ એ તમ મિત્ર તણી પાસે
કારણ પોર્શિયા પાસે ના કદીયે સુશો તમે
અશાન્ત મનથી; ને લ્યો સુવર્ણ વીસ વાર એ
ક્ષુદ્ર દેવું પતાવવા. દેવું આપ્યા પછી તમે
લાવજો એ સુમિત્રને ત્યાં. હું ને મુજ દાસી આ
નેરિસ્સા રે અમે બેઉ એ અંતરાલમાં, રે' શું
કન્યા વા વિધવા સમા. ચલો હવે અને તમે
આજેજ લગ્નને દિને તમારા તો જજો ત્યાંથી.
આપો સ્વાગત મિત્રને સહુ આનંદ દાખવી.
મોઘા મોલે મળેલ છો, આપું પ્રેમ અમોલ હું.
પણ કહો તમારા એ મિત્ર શું પત્ર માં લખે.

**બસાઃ–** (વાંચે છે) "પ્રિય બસાનિયો! મારાં બધાં જ વહાણો ખોટાં થયાં. મારા લેણદારો થયા છે નિર્દય. મારી મીલ્કત લગભગ આવી રહી. યહૂદી સાથનો મારો વાયદો તૂટયો. અને કરાર પ્રમાણે હવે શકય નથી કે હું જીવીશ. મારી અને તારી વચ્ચેનું સર્વ દેવું પતી ગયું છે. મરતાં પ્હેલાં હું તને જો મળી શકું! છતાંય તારી મરજી અનુસાર કરજે. તારો પ્રેમજો તને અહીં આવવા ના સમજાવે તો આ પત્ર તો નહી જ."

**પોર્શિઃ**–રે પ્રિયતમ કાર્ય સૌ કરો સત્વર ને જાવ!

**બસા** :–રજા આપી મને જવા ત્યાંથી સત્વર. જાઉં હું,
પણ આવીશ ના હું જ્યાં સુધી, દુષિત ના થશે
કો શય્યા મુજ નિદ્રાથી. આરામે નવ ત્યાં સુધી
આવશે આપણી વચ્ચે.

## અંક ત્રીજો.
### પ્રવેશ ૩ જો.

[વેનિસ, એક રસ્તો.
શાયલૉક, સૉલેનિયો, એન્ટોનિયો અને જેલર આવે છે.

**શાય:**–ખબરદાર જેલર! દયા વિશે ન બોલશો.
આજ છે મૂર્ખ ધીરતો જે દ્રવ્ય વ્યાજના વિના-
ખબરદાર જેલર!

**એન્ટો:**– શાયલૉક! ભલા અરે
સાંભળ તો ખરો મને.

**શાય:**–દસ્તાવેજ પ્રમાણે હું લઇશ. બોલતો ના એ
સામે. શપથ લીધા છે કે લઇશ દસ્તાવેજ
પ્રમાણે હું. મને કહ્યો વિના કારણ તેં કૂત્તો
કૂત્તો છું તો હવે અરે સંભાળ મુંજ દાંતથી.
ડ્યૂક તો ન્યાય આપશે. પણ મને નવાઈ એ
લાગે છે તુચ્છ જેલર! મૂર્ખતા તુજ આ કેવી
કે લાવ્યો બ્હાર તું એને એનું તો સાંભળી અને?

**એન્ટો** :–રે રે સાંભળ શું કહું.

**શાય** :–દસ્તાવેજ પ્રમાણે હું લઇશ. રે નથી તને
સાંભળવો. લઇશ હું દસ્તાવેજ પ્રમાણે. છે
વ્યર્થ વિશેષ બોલવું. ના બનું હું અરે મૂર્ખ
પોચો એ જડ ચક્ષુનો, ધુણાવી શિર, પીગળે
ને ખ્રીસ્તી પ્રાર્થકોને જે વશ થાય. અરે નવ
આવ પાછળ. ના શબ્દો ખપે મને; લઇશ હું
દસ્તાવેજ પ્રમાણ આ. (જાય છે.)

સૉલે :–આ તો નિર્દયમાં અરે નિર્દય કૂતરા સમો
મનુષ્ય પાસ હોય કો.

એન્ટો :– રહેવા દો હવે એને
ના હું પાછળ જાઉંને કરૂં એ વ્યર્થ પ્રાર્થના.
જીંદગી મુજ લેવી છે એને, ને કારણે જાણું.
ઘણીયવાર મેં મુકત કર્યા છે દંડ એ તણા
ભરી જે મુજ પાસ તો આવે વિલપતા. એથી
ધિક્કારતો મને બહુ.

સૉલે:– ડ્યૂક, વિશ્વાસ છે મને
આવો તો દંડ ના કદી કહેશે આપવા ખરે.

એન્ટો :–ના ડ્યૂક વચમાં આવી શકે એ કાયદા તણી.
ભોગવે જે સ્વતંત્રતા વેનિસમાં વિદેશિઓ
અમ સાથે, હરાય જો એ, આવે રાજને શિરે
આળ અન્યાયનું. અને નગરના સમૃદ્ધિ ને
વ્યાપારમાં ખરે જ છે હાથ તો અન્ય લોકનો.
માટે જ દુઃખ આ ને સૌ ખોટથી ક્ષીણ બન્યો છું
હું એવો નવ એક યે રતલ માંસ કાલે હું
આપી શકીશ ઘાતકી એ મુજ લેણદાર ને.
ઠીક જેલર! તો ચાલો. પ્રભુને પ્રાર્થતો મને
આવે જોવા બસાનિયો ભરતાં ઋણ એહનું.
(જાય છે.)



અંક ત્રીજો
પ્રવેશ ૪ થો.

[બેલ્મૉન્ટ. પોર્શિયાના ઘરનો એક ખંડ
[પોર્શિયા, નેરિસ્સા લૉરેન્ઝો જેસિકકા ને બાલ્થાઝાર આવે છે.

**લોરે:**—ભવતી! બોલતો આપ સમક્ષ તોય તો કહું
આપનામાં ઉદાત્ત ને સાચી છે ભાવના એ તો
ઇશ્વરી સ્નેહની, અને એ દેખાય વિશેષ તો
જે રીત આપ સે'તાં આ વિયોગ તમ નાથનો.
પણ જો જાણતાં અરે કો કાજ આ, અને કેવો
સજ્જન એ પુરૂષ છે, જેને સહાય આ કરો,
કેટલો સ્નેહ એને છે મહારાજ અને સ્વામી
આપના તો પરે, આપ અવશ્ય અભિમાન લો
આ તમ કાર્ય માટે તો, રે વિશેષ પ્રમાણમાં
જે લ્યો છો અન્ય સામાન્ય તમ સખાવતો વિશે.

**પોર્શિ:**—સત્કાર્ય કાજ ના મને છે પશ્ચાતાપ તો કદી.
ને હવે તો જરાય નાઃ કારણ મિત્ર જે નિજ
વાતોમાં કાળ વિતાવે સંગાથમાં, વળી આત્મા
જેના, સમાન એ ધુરા ધરે છે પ્રેમની, અરે
અવશ્ય એ તણાં હોય સરખાં લક્ષણો, રીત
ને આત્મા. એટલેજ હું માનું એન્ટોનિયો મુજ
નાથનો જીવજાન જે સ્નેહી, એ મુજ નાથના
સમો અવશ્ય તો હશે, અને જો એમ હોય તો
કેટલી લઘુ આપી છે મેં કીમત બચાવવા
એ પ્રતિમૂર્તિ આત્માની મુજ તો, ક્રૂર નર્કના
સમી દશા થકી! પણ આ તો જાણે પ્રશંસા જ
મારી માટે અલં. અને સાંભળો અન્ય જે કહું.
લૉરેન્ઝો! મુજ નાથ ત્યાં આવે પર્યંત સોંપતી

હું તમ હસ્ત આ મુજ ગૃહનો કાર્યભાર સૌ.
પ્રભુ સાક્ષી કરી મેં તો લીધું છે વ્રત ગુપ્તમાં
રે'વું એકાન્તમાં ધ્યાન ને પ્રાર્થના મહીં, માત્ર
નેરિસ્સા સાથ સેવામાં, જ્યાં સુધી પતિ એ તણો
મુજ નાથ અને, આવે હ્યાં ત્યાં સુધી. અહીં થકી
છે યોજન પરે મઠ એક રે' શું અમે તહીં.
વીનવું નવ પાડશો ના જે આરોપતી શિરે
તમારા, પ્રેમ ને મુજ આ આવશ્યકતા થકી.

લૉરે :– મુજ અંતરથી અરે ભવતી! હું ચઢાવતો
તમ આજ્ઞા શિરે મુજ.

પોર્શિ:– મારા સેવક સૌ જાણે મુજ ઇચ્છા અને ગણે
તમને જેસ્સિકાને ને, મહાશય બસાનિયો
તેમજ મુજ સ્થાને. તો પ્રણામ છે ફરી સહુ
આપણે મળતાં સુધી.

લૉરે :– શુભ વિચારમાં સુખે વિતે સમય આપનો.

જેસ્સિ:–ભવતી! ઇચ્છતી તમ પૂર્ણ થાયે મનોરથો.

પોર્શિ:–શુભેચ્છા કાજ આભાર. તમને પણ સર્વ એ
ઇચ્છતી હર્ષ સાથ હું. પ્રણામ જેસ્સિકા તને.

(જેસ્સિ. લૉરેન્ઝો જાય છે)

ને બાલ્થાઝાર!
તું વફાદાર જેમ છે ઇચ્છું રહે હવે પછી
એવો. લે પત્ર આ અને મનુષ્ય કાજ શક્ય છે
એટલી તું ત્વરા થકી જા પેડુઆ અને આપ
એ હસ્તે મુજ પિત્રાઇ વકીલના ખરે નામ

તો જે બેલેરિયો તણું; અને જે વસ્ત્ર પત્રને
અન્ય તો આપતા, અરે જેટલી શક્ય એટલી
ત્વરાથી લાવ ધક્કાની પાસ વેનિસ જ્યાં થકી
જવાય. બસ જા વ્હેલો સમય ના ગુમાવતો
વાતોમાં. તુજ પૂર્વે તો હું જ પ્હોંચીશ એ સ્થળે.

**બાલ્થાઃ**–ભવતી ! બનતી સર્વ ત્વરાએ હું જઇશ ત્યાં
(જાય છે)

**પોર્શિઃ**–નેરિસ્સા! ચાલ મારે તો છે કાર્ય ખૂબ જે વિશે
ના તું તો જાણતી કશું. મળીશું આપણે તો એ
પતિને આપણાં કરે સ્મરણ આપણું પૂર્વે.

**નેરિ** :– એ શું આપણને જોશે ?

**પોર્શિઃ**–જોશે ખરે જ નેરિસ્સા! એવા પરંતુ વેષમાં
માનશે આપણામાં છે એ, વાસ્તવિક જે નથી.
અરે શરત હું બકું તુજ સાથ, યુવાનનો
લેશું વેષ બનું બેમાં દેખાવે તો વિશેષ હું.
મુજ કટાર હું ધારૂં કો વીરની છટા થકી.
અને અવાજ પીપુડી જેવો સંક્રાન્તિ દાખવે
કૌમાર્યને યુવાતણી; તે હંસગતિ આ થશે
એ ચાલ મરદાની; હું કોઇ બડાશ મારતા
યુવાન જેમ હાંકીશ વાતો કંઇ બડાઇની;
ને કહીશ વિચિત્ર એ અસત્યો ચાહતી કેમ
કુલીન નાર સૌ મુજ પ્રેમને, પણ ના મળે
ત્યાં તો અસ્વસ્થ થાય ને મૃત પામે વળી. પછી
બનું લાચાર હું, કરૂં પશ્ચાતાપ અને ઇચ્છું
ના હર્યું હોત જીવન એનું. વીસ અસત્યો હું

એવાં કહીશ, જાણશે જેથી છોડે નિશાળ તો
બાર માસે થયા હશે. છે મુજ મનને વિશે
હજાર યુકિતઓ કાચી આવા છેલો તણી જેને
અજમાવીશ નિશ્ચયે.

નેરિ : - પુરૂષ કેમ આ થવું ?

પોર્શિઃ—રે ધિક, આ પ્રશ્ન. જો હોત કો ત્યાં અશ્લીલ અર્થ એ
કરનાર ! અરે ચાલ આ યોજના વિશે તને
ગાડીમાં હું કહીશ જે છે દ્વારપર તો ખડી.
જોતી વાટજ આપણી. અરે ચાલ ત્વરા થકી
ચાર જોજન આજેજ જવું છે આપણે વળી.



## અંક ત્રીજો
### પ્રવેશ ૫ મો

[ બેલમૉંટ ઉદ્યાનમાં
લૉન્સેલૉટ ને જેસિકા આવે છે.

લૉન્સેઃ– ખરેખર જ પિતૃના પાપનો ભાર બાળકો પર પડે છે. તેથી ખરૂં કહું તમારે માટે મને ભય છે. તમારી સાથે હંમેશ સ્પષ્ટ વાત કરતો આવ્યો છું. એટલેજ મારા મનમાં જે ઘોળાય છે તે જણાવું છું. માટે મજા કરો કારણ કે તમારે નર્કે તો જવાનુંજ છે. માત્ર એક આશા રખાય પણ તેયે અણછાજતી તો ખરી.

જેસ્સિ:– શી આશા છે?

લૉન્સેઃ– તમે થોડી આશા રાખી શકો કે તમારા બાપે તમને જન્મ આપ્યો ના હોય. તમે યહૂદીની પુત્રી ના હોવ.

જેસ્સિ:– એ તો ખરેજ અણછાજતી આશા. તો તો મારી માતાના પાપની મને શિક્ષા થાય.

લૉન્સેઃ–અરે તો તો બાપ અને મા બન્ને વચ્ચે તમારા ભોગ. હોલામાંથી એટલે તમારા બાપથી બચો તો પડો ચુલામાં એટલે તમારી મા. ખરેજ બન્ને તરફથી તમને બચવાની આશા નથી.

જેસ્સિ:–મારો પતિ બચાવશે. એમણે મને ખ્રીસ્તી બનાવી છે.

લૉન્સે:–અરે એ તો ખરેજ ઠપકા પાત્ર છે. અમે પૂરતા

ખ્રીસ્તીઓ હતા. એક બીજા સાથે સારી રીતે રહી શકીએ એટલા. આ ખ્રીસ્તી બનાવવાનો ધંધો ડુક્કરની[1] કિંમત વધારશે. જો આપણે બધાજ ડુક્કરનું માંસ ખાનારા થશું તો એક નાનો ટુકડો યે પૈસા ખર્ચતાં નહી મળે. (લૉરેન્ઝો આવે છે)

**જેસ્સિ:**–તું જે કહે છે તે લૅાન્સેલૅાટ! હું મારા પતિને કહી દઇશ. આ એ આવે.

**લૉરે :**–મને અદેખો બનાવશે લૅાન્સેલૅાટ! જો મારી સ્રીને આમ એકાન્તમાં મળશે તો.

**જેસ્સિ :**–નારે એવો ભય રાખવાની જરૂર નથી લૉરેન્ઝો! લૅાન્સેલૅાટ અને હું તો લડયાં છીએ. એ તો મને ચોખ્ખું કહે છે કે સ્વર્ગ મારે માટે નથી કારણ હુ યહૂદીની પુત્રી છું; અને એ કહે છે કે તમે રાષ્ટ્રના સાચા સેવક નથી કારણ કે યહૂદીને ખ્રીસ્તી બનાવી ડુક્કરના માંસની કિંમત વધારો છો.

**લૉરે :**–જેણે હબસણનું પેટ ઉપસાવ્યું છે એ તારા કરતાં તો હું રાષ્ટ્રને વધારે સારો જવાબ આપી શકીશ; એ હબસણ લૅન્સેલૅાટ! તારાથી એ જીવ છે.

**લૅાન્સે :**–હબસણ એથીયે વિશેષ હોય. પણ એ જો ઓછી પ્રમાણિક હોય તોયે મેં ધારી તેના કરતાં વિશેષ છે.

૧ યહૂદીઓ ડુક્કરનું માંસ ખાતા નથી. જ્યારે ખ્રીસ્તીઓ ખાય છે. યહૂદી ખ્રીસ્તી બને તો ડુક્કરનું માંસ ખાનાર વધે એટલે માંસ મોંઘું થાય.

૨. આ આખા પ્રવેશમાં શ્લેષ ખૂબ આવે છે એનું ભાષાન્તર કરવું મુશ્કેલ છે.

લૉરે:— દરેક મૂર્ખ એક શબ્દના અનેક અર્થ કરી શકે! મને લાગે છે કે ચાલતે દહાડે મૌનમાંજ મર્મની ખૂબી રહેશે. અને શબ્દો માત્ર પોપટને જ શોભશે. જા અલ્યા ભોજનની તૈયારી કરાવ.

લૉન્સેઃ— એ તો થઇ સાહેબ. બધાનેજ પેટ હોય.

લૉરે:— અરે પ્રભુ! કેવો તું હાજર જવાબી છે! જા કહે કે ભોજન તૈયાર કરે.

લૉન્સેઃ— એ પણ તૈયાર છે માત્ર મેજ માથે મૂકવાનું રહ્યું.

લૉરે:— તો મૂકશે માથે?

લૉન્સેઃ— ના ના સાહેબ! મારો ધર્મ હું જાણું![1]

લૉરે:— વળી શબ્દની વિશેષ લડાઇ! એક પળમાંજ તારા મર્મનો ભંડાર ઠાલવી દેવો છે? અરે સમજ એક સામાન્ય મનુષ્યનો સામાન્ય અર્થ. જા તારા સેવકોને કહે મેજ તૈયાર કરે, વાનગી પીરસે અને અમે ભોજન માટે અંદર આવશું.

લૉન્સેઃ—મેજ તો સાહેબ! તૈયાર થશે. વાનગી સાહેબ! પીરસાશે અને તમારે ભોજન લેવા અંદર આવવા માટે, સાહેબ! એ તો આપનાજ મીજાજ અને ઇચ્છા પ્રમાણે. (જાય છે)

લૉરે:—રે ડહાપણ! કેવાયે શબ્દો સુયોગ્ય એ તણા!

---

૧. અહીં ટોપી માથે મૂકવી એવો અર્થ લૉન્સેલૉટ કરે છે. મોટાં આગળ અથવા શેઠ આગળ માથું ઢાંકી ના શકાય એ પશ્ચિમનો રિવાજ છે. આપણાં કરતાં ઉંધો.

મૂરખો સ્મૃતિમાં વિશે એની, કેવું જમાવ્યું છે
લશ્કર યોગ્ય શબ્દનું! અને જાણું છ અન્ય યે
મૂરખો એ સમા, અને દરજ્જામાં વિશેષ તો
વળી, એક ઠગારા કો શબ્દ કાજે ન મુદ્દાની
વાતે જોતા. અરે પણ જેસ્સિકા! કેમ છે તું? ને
શો અભિપ્રાય તારો છે મહાશય બસાનિયો,
એમની સ્ત્રી વિશે કહે?

**જેસ્સિકા:**–એ શબ્દાતીત છે. અરે યોગ્યજ છે વિતાવતા
મહાશય બસાનિયો નેક જીવન, છે મળી
વરદાન સમી નારી આ, સ્વર્ગ સુખ તો જાણે
ભોગવતા પૃથ્વી પરે. ના અધિકાર ભૂતલે
જો એ ભોગવશે, તો ના એ સ્વર્ગે તો જશે કદી.
દેવ યુગલ જો કોઇ સ્વર્ગીય ખેલ ખેલતાં
હોડમાં, મર્ત્ય એ બકે નારી, ને પોર્શિયા એક
એમાંની હોય, અન્ય તો ક્યાંયે ગીરો હશે નવ
જોડ એની જડે અરે આ અનઘડ વિશ્વમાં.

**લૉરે:**–પત્ની એ જેમ છે એને, તનેય પતિ છે એવો.

**જેસ્સિકા:**–ના પણ એ વિશે મારો શો અભિપ્રાય પૂછો એ.

**લૉરે:**– અરે પૂછીશ એપણ જશું પ્રથમ ભોજને.

**જેસ્સિકા:**–કરવા દો પ્રશંસા તો જ્યારે હોય રુચિ મને.

**લૉરે:**–જમતાં જમતાં અરે કરશુ વાત એ સહુ
ને તું ગમેય બોલજે હું પચાવીશ એહને.

**જેસ્સિકા:**–ઠીક હું દેખડાવીશ તમારૂં રૂપ તો ખરૂં.

(જાય છે)

## અંક ચોથો.
### પ્રવેશ ૧ લો.

[વેનિસ, ન્યાય કચેરી.
ડ્યૂક, અન્ય મહાજનો, અમલદારો, એન્ટોનિયો
બસાનિયો, ગ્રેશિયાનો, સૅલેરિયે. અને બીજા.

ડ્યૂકઃ—એન્ટોનિયો અહીં છે કે?

એન્ટોઃ—હાજર છું મહારાજ.

ડ્યૂકઃ—તુજ કાજે છઉં દુઃખી. તને જવાબ આપવો
પાષાણમય શત્રુને, એ નીચ ને અમાનુષી,
દયાવિહીન રે શૂન્ય જેમાં છાંટોય ના મળે
એકેયે કરુણા તણો.

એન્ટોઃ— મેં સાંભળેલ છે ખરે
કષ્ટ તો ખૂબ લીધું છે આપે એ દુષ્ટ હેતુને
એનો તો બદલાવવા. પણ જોતાં દુરાગ્રહ
એનો, ના રીત કો ન્યાયી એ તણાં દ્વેષથી મને
બચાવે. હું કરૂં મુજ ધૈર્ય વડે જ સામનો
એના તો ઉગ્ર ક્રોધનો. સજ્જ છું આત્મ શાન્તિના
શસ્ત્રથી જુલ્મ ને કોપ સહેવા એ તણાં વળી.

ડ્યૂઃ— જાઓ કોઇ અને લાવો યહૂદીને સભા મહીં.

સૅલેઃ— દ્વાર આગળ એ ખડો આ, મહારાજ! આવતો.
(શાયલૉક આવેછે).

ડ્યૂઃ— જગા કરો અને રહે ઉભો અમ સમક્ષ એ.
રે શાયલૉક! જાણે છે દુનિયા, હુંય તો અને
કે તું અંત્ય ઘડી સુધી ખેલશે દાવ આ તુજ
દ્વેષનો; ને પછી એમ મનાતું કે બતાવશે

દયા ને ખેદ એવી તો રીતે, વિચિત્ર એ વધુ
તુજ વિચિત્ર ને વળી એ બ્રાહ્ય ક્રૂરતા થકી.
અને તું હમણાં ઇચ્છે દંડ ભરાવવા, જે છે
એક રતલ માંસ આ વેપારીનું, અરે જતો
કરશે દંડ, ને વળી તદુપરાંત આર્દ્ર તું
બની માનવ પ્રેમને માર્દવતા થકી બહુ,
માફ કરીશ કો ભાગ મૂળ રકમનો એ તું
દયાભાવે વિચારીને એની સૌ ખોટ, ભાર તો
જેનો મોટો શિરે પડ્યો, ને છે સમર્થ મોટાયે
કો મહાજનને અરે નાખવા કચડી અને
જે કાજે અનુકંપાતો ઉદ્ભવે લોહ ના હૃદે;
હૃદે કઠોર ના વળી, નિર્દય તુર્કના અને
એ સૌ તાર્તારના નવ જે જાણે સભ્યતા મૃદુ.
યહૂદી સેવતા અમે આશા મૃદુ જવાબની.

**શાય** :—આપ સાહેબ ને સહુ કહ્યું છે કરવા ઇચ્છું
જે, મેં શપથ લીધા છે પવિત્ર દિનના મુજ,
દસ્તાવેજ પ્રમાણે હું દંડ એ પાસથી લઉં.
જો આપ પાડશો ના તો ભયપ્રદ થશે તમ
શાસન કાજ ને તમ આ નગરતણાં વળી
સ્વતંત્ર્ય કાજ. આપતો પૂછશો કેમ હું લઉં
ત્રણ હજાર ડકેટ બદલે માંસ આ અરે
મુડદાલ તણું, ના હું આપું જવાબ એ તણો
કહો મારો મિજાજ એ. મળ્યો જવાબ આપને ?
ઉપદ્રવ હશે ગૃહે મારા ઉંદરનો અને
આપું ડકેટ તો દશ હજાર ઝેર નાખવા
જેથી મરે, તમે તો શું કહો ? જવાબ કેમ આ
મળ્યો ? છે કેટલા એવા મનુષ્ય જેહને ગમે

ના એ કુકકરનું માથું ઉઘાડું, કેટલાક તો
વળી મગજ ખોય છે જોતાંજ કો બિલાડીને;
અન્ય તો છે વળી એવા સાંભળતાં અવાજ એ
ગુંગણો પીપુડી તણો, રોકી શકે ન મૂત્ર એ:
વૃત્તિ તો લાગણી તણી છે શેઠાણી અને નિજ
રુચિ, અરુચિ જેમ તો સ્વેચ્છાયે ફેરવી શકે
એને, આ છે જવાબ તો આપને. જેમ ના દઢ
હે કો કારણ કુકકર ઉઘાડાં મુખનું ગમે
ના કેમ, ના બિલાડી એ નિર્દોષ, પીપુડી વળી,
પણ કેવળ એ બળે અનિવાર્ય, બને ભોગ
શરમનો અને કરે અયુકત જો સ્વયંવૃત્તિ
વિરૂદ્ધ થાય કાંઇ એ. હું યે ના તેમ આપી તો
શકું કારણ કોઇએ. ને નથી આપવું પણ
મારે વિશેષ આ થકી કે મને દ્વેષ ને બહુ
ચીઢ એન્ટોનિયો માટે જેથી નિષ્ફળ દાવો આ
મેં માડયો એ તણી સામે. મળ્યો જવાબ એ હવે ?

**બસા:**–ના છે જવાબ આ તો ઓ નિષ્ઠુર નર જે થકી,
ક્ષમ્ય ગણાય તારો તો ક્રૂરતાનો પ્રવાહ આ.

**શાય:**–નથી બંધાયલો ખુશ કરવા હું જવાબથી.

**બસા:**–શું બધાજ હણે એને જે પર પ્રેમ ના એનો ?

**શાય:**–છે દ્વેષ કો પરે એનો ઇચ્છતો હણવા ન જે ?

**બસા:**–પ્રથમ અપરાધ, ના દ્વેષને પાત્ર તો બને.

**શાય:**–અરે તું સર્પને દેશે બેવાર ડંખવા તને ?

**એન્ટો:**– વિચારો છો યહૂદીને તમે તો પ્રશ્ન પૂછતા ?

રે બહેતર કે તમે કિનારે દરિયા તણી
ઉભા રહી, કરો આજ્ઞા ચડતા એ જુવાળ ને
ના ઉછળે હમેશની જેમ ઉંચો. અરે તમે
પૂછો એ વરૂને કેમ બચ્ચાને કાજ ઘેટી તો
એં એં કરે; અરે કરો પહાડી દેવદારૂ ને
મના કે ઉચ્ચ ટોચને એતણી ના હલાવે ને
કરે અવાજ ના, ચાયે ક્ષુબ્ધ જ્યારે ઝપાટથી
દીવ્ય વાયુ તણી; અરે દુસ્તર કાર્ય એ કરી
શકો, ના પણ એને તો કરો મૃદુ તમે–જેથી
છે કો વસ્તુ કઠોર ? –એ હૃદય તો યહૂદીનું.
એટલે પ્રાર્થના મારી, ના હવે તો વિશેષ કો
યાચના, ના વિશેષ કો ઉપાય, પણ ટુંકમાં
સાનુકૂળ કરો મુજ ન્યાય ને પરિપૂર્ણ એ
ઇચ્છા તો યહૂદી તણી.

**બસા** :–ત્રણ હજાર ડકેટ બદલે છ હજાર લે.

**શાય** :–એ છ હજારમાંથી તો ડકેટ એકના હોય
છ ભાગ, ને દરેક એ ભાગ ડકેટ એક, ના
હું એ લઉં, મને આપો દસ્તાવેજ પ્રમાણ આ.

**ડયુ** :–શી આશા છે દયાની તો તને દયાવિહીન જે ?

**શાય** :–નથી કોનું બગાડયું મેં તો મને ભય શો પછી ?
તમમાંથી હશે ઘણાં પાસે તો એ ગુલામો જે
ખરીદેલા, ગધેડાને શ્વાન ખચ્ચર જેમ, ને
જેની પાસે કરાવતા નીચમાં નીચ વૈતરૂં
કારણ છે ખરીદેલા એ. શું કહી શકું કરો
મુકત એ, પરણાવો ને તમવારસ સાથ એ ?

શા કાજે સ્વેદભીના એ શ્રમથી ? સેજ આપો એ
સુંવાળી તમ જેવી ને જીભનેય સમાન એ
આપો સ્વાદીષ્ટ વાનગી ? તમે કહેશો ગુલામ છે
એ અમારા અને હું યે આપું એજ જવાબ તો.
રતલ માંસ એ તણું જે માગતો ખરીદેલ
છે મોંઘું. મુજ એ થયું ને હું લઈશ એહને.
પાડશો આપ જો ના તો ધિક્કાર તમ ધારાને,
ના બળવાન શાસન તો છે વેનિસનું. અરે
હું ન્યાય માગતો અને જવાબ મળશે મને ?

ડયુ :–મુજ સત્તા વડે સભા આજે હું તો વિસર્જન
કરી શકું, ન જો આવે ધારાશાસ્ત્રી બહુશ્રુત
પેલા બેલારિયો જેને આના નિર્ણય કાજ તો
મેં આમંત્રેલ છે અહીં.

સૅલે :– મહારાજ ! ખડો છે કો
દૂત બહાર, જે આવ્યો એ વિદ્વાન વકીલના
પેડુઆથી લઇ પત્રો આ ક્ષણે.

ડય :–શું એ લાવ્યો છે પત્રો ? તો બોલાવો દૂત સત્વર.

બસા :–ધૈર્ય એન્ટોનિયો ! ભાઇ હિંમત રાખજે અરે !
યહૂદી મુજ માંસને લેશે ને રકત હાડ સૌ,
રેડાય એક બિન્દુ યે રક્તનું તુજ, એ પૂર્વે.

એન્ટો :–એ અબાયૂથમાં છઉં હું કલંકિત, યોગ્ય હું
મૃત્યુને કાજ. જે ફળ નિર્બળ સર્વથી, પડે
સૌ પ્હેલાં ભોંયની પરે. મારું રે એમ થાય છો.
બસાનિયો ! અરે તુજ કાર્ય છે જીવવાતણું

અને મૃત્યુ પરે મારા, લેખ કો લખવાતણું.

(નેરિસ્સા કારકુનના કપડામાં આવે છે)

ડયૂ :–પેડુઆથી અરે આવે અને બેલારિયો થકી ?

નેરિ :–જી ઉભેથી મહારાજ! બેલારિયો પ્રણામ આ
પાઠવે આપને વળી. (કાગળ આપે છે)

બસા :–કેમ છરો ઘસે છ તું ?

શાય :–લેવાને દંડ પાસેથી પેલા દેવાળિયાતણી.

ગ્રેશિ :–ના એ પદ તળે પણ હૃદયતળની પરે
કઠોર યહૂદી તું તો કરતો તીક્ષ્ણ એ છરો.
પણ ના ધાતુ કો છે, ના ચંડાળનો કુહાડો યે
અર્ધે ભાગેય તીક્ષ્ણ છે એ તુજ તીવ્ર દ્વેષથી.
શું એક પ્રાર્થના તને વીંધવા શકિતમાન ના ?

શાયઃ–ના એક પણ ના તુજ બુદ્ધિને જે સુઝે ખરે.

ગ્રેશિઃ–જા જહાન્નમમાં અરે નીચ કૂત્તા! અને તુજ
જીંદગી કાજ ન્યાય તો દુષિત થાય છો અરે!!
ખરેજ મુજને તું તો ડગાવે ધર્મથી મારા.
પાઇથેગોરસ નો હું સ્વીકારૂં મત કે આત્મા
પશુના માનવી તણાં ધરે શરીર. રે તુજ
કૂત્તાનો આત્મ તો આત્મા વરૂનો[1] ખૂન ને કાજે
જે શૂળી પર ચઢયો' તો ને જ્યાં લટકતો હતો

[1] અહીં Wolf–વરૂ, એ શબ્દ પર શ્લેષ છે. Wolf એ નામનો કોઇ ખની હતો જેને ખૂન માટે શળીએ ચઢાવ્યો હતો.

ત્યાંથી એ નીચ આત્મા તો ઉડયો અને ગયો તુજ
શરીરે અપવિત્ર એ કૂખમાં તું પડેલ જ્યાં,
કારણ તુજ કામના છે વરૂના સમી ખુની
ક્ષુધાર્ત તલપે ખાવા.

શાય :–રે તુજ અપભાષણ ના કરે વ્યર્થ તો મુજ
આ દસ્તાવેજને અને ત્યાં સુધી ઉચ્ચ આ સ્વરે
બોલવાથી ઘસાવતો માત્ર એ તુજ ફેફસાં.
ભલા યુવાન ! અક્કલ સંભાળ નહિ તો થશે
નષ્ટ હમેશ માટે એ. હું તો જે ન્યાય માગતો.

ડયુક : –બેલારિયો તણો પત્ર આ કો યુવાન વિદ્વાન
વકીલની ભલામણ કરે અમ સભાને આ.
કયાં છે એ ?

નેરિ : -- અહીં પાસે. ઇચ્છે ઉત્તર જાણવા
આપનો, આવવા દેશો વા નહી એમને અહીં.

ડયૂક :–અરે હૃદયથી મારા. ને ત્રણ ચાર કો તમે
જાઓ અને લઇ આવો ત્યાં તો સાદર એમને.

(વાંચે છે.)

આપ મહાનુભાવને જણાવવાનું કે આપનો પત્ર
મળ્યો તે રાત્રે હું માંદો હતો, પણ આપનો દૂત આવ્યો
તેજ સમે મારી પાસે રોમથી એક યુવાન વકીલ
બાલ્થાઝાર નામના મળવા આવેલ. મેં યહૂદીને
વેપારી એન્ટોનિયો વચ્ચે જે વિવાદનું કારણ છે
એ બાબત એમને જાણ કરી; અમે સાથે ખુબ
પુસ્તકો ઉથલાવ્યાં. મારો અભિપ્રાય એમને

આપ્યો છે જે વળી એથીય સારો બનશે એમની
વિદ્વત્તાથી, જેને વિશે જેટલું કહું તેટલું ઓછું.
એ મારી વિનંતીથીજ આપની ઇચ્છાને માન
આપવા મારે બદલે આવે છે. મારી પ્રાર્થના છે
કે વયનો અભાવ એમની લાયકાતની ગણના
વચ્ચે ના આવે. કારણ આટલા યુવાન શરીરમાં
આવું વૃદ્ધ મસ્તક મેં જાણ્યું નથી. એમને
સ્વીકારવા કે નહી તે આપના પર છોડું છું. આ
મુકદમો જ એમની યોગ્યતાને વિશેષ પ્રકાશમાં
લાવશે."
વિદ્વાન્ બેલારિયો એ શું લખ્યું તે સાંભળ્યું તમે
અને ધારું છ આ આવે એ યુવાન વકીલ તો.
(ધારાશાસ્ત્રીના વેષમાં પોર્શિયા આવે છે).
આપો આ હસ્ત, આવ્યા છો બેલારિયો થકી તમે?

ચોર્શિ :—હા મહારાજ!

ડયૂ :— સ્વાગત! લ્યો તમ સ્થાન તો હવે.
જાણો વિવાદને વિશે, મુદ્દો જે આ સભાતણો?

ચોર્શિ :—જાણું વિગતવાર હું એ મુદ્દાને વિશે બધું.
વેપારી કોણ છે અહીં? યહૂદી કોણ છે વળી?

ડયૂક :—એન્ટોનિયો અને વૃદ્ધ શાયલૉક ઉભા થાવ.

ચોર્શિ :—નામ શું શાયલૉક છે?

શાય :— હા શાયલૉક નામ છે?

ચોર્શિ :—છે વિચિત્ર પ્રકારનો આ દાવો તમ તો, છતાં

એવો વેનિસનો ધારો, ના રોકી તમને શકે.
( એન્ટો. ને ) તમે છો ભયમાં એના. છોને એ ભયમાં ?

એન્ટો :--જી હે' છે એમ એ ખરો.

પોર્શિ :-- દસ્તાવેજ તમારો આ ?

એન્ટો :--જી હા.

પોર્શિ :--યહૂદીને દયાળુ તો ખરેજ પડશે થવું.

શાય :--કોણ ફરજ પાડશે મને, એ તો કહો તમે.

પોર્શિ :-- ઉદ્‌ભવે ના બળાત્કારે દયાનો ગુણ તો કદા,
વ્યોમેથી વર્ષતી મૃદુ ધારા સમો સહેજ એ
ઊતરે અવની પરે. એવડું વરદાન એ
શ્રેય એથી ઉભે દાતા ને ગ્રહીતા તણું ખરે.
મહાનમાં મહાન છે સૌથી મુગટથીય એ
શોભા અધિક અર્પતો સિંહાસનસ્થ ભૂપને
જેનો રાજ દંડ, દાખે દોર ઐહિક સત્તાનો,
ભૂપાલના પ્રભાવને ધાક તો જે થકી, એવાં
રૌદ્ર ઐશ્વર્યનું અને, પ્રતીક જે મનાય છે.
દયા છે કિંતુ, દંડના એ પ્રભુત્વ થકી પર,
હૃદય તખ્તની પરે બિરાજે એ નૃપાલના;
સ્વયં ઇશ્વરનો અરે, ગુણ ગણાય એ મહા
અને પાર્થિવ સત્તા તો ઇશ્વર રૂપ રે' બની
ન્યાય મિશ્રિત થાય જો દયા થકી. અરે એથી
યહૂદી ! છે દલીલ આ ન્યાય કાજે, વિચાર તું,
ન્યાયનો પંથ લેતાં તો નથી ઉદ્ધાર કોઇનો.

સહુ કો યાચતા દયા, ને પ્રાર્થના દયા કાજે
એ શીખવે દયામય તો થવા. આટલું કહ્યું
મેં ન્યાયની દલીલને, તુજ મીટાડવા પણ
જો એજ યાચના તારી, સભા વેનિસની અરે
નિયમ બદ્ધ જે વળી, બંધાયલી તને ન્યાય
આપવાને વિરૂદ્ધ આ વેપારીની ખરેખર.

**શાય**:—મારૂં કૃત્ય શિરે મારાં! કાયદો બસ ઇચ્છતો—
ને દસ્તાવેજ તોડવા શિક્ષા અંદર જે લખી.

**પોર્શિ**:—શું ના આપી શકે દ્રવ્ય?

**બસા**:—સભા સમક્ષ આ આપું રકમ બેવડી, ન જો
એટલેથી પતે તો તો અરે દસ ગણા એથી
બંધાઉં આપવા, અને ન જો આપી શકું અરે
દંડમાં હાથ ને શિર—મારૂં હૃદય આપવું.
આથી સંતોષ થાય ના જો, તો તો દ્વેષ સત્યને
હરાવતો; અને મુજ વિનંતી તો પછી બસ
એકજ વાર વાળો આ સત્તા તો તમ કાયદો.
અધિક ન્યાય ને કાજે અલ્પ અન્યાય યે કરો,
ક્રૂર શેતાનની ઇચ્છા રોકો એ રીત તો અરે.

**પોર્શિ**:—ના એ તો શકય છે, નથી સત્તા વેનિસને વિશે
જે બદલી શકે એકે ધારો સ્થાપિત એ તણો.
બને પ્રમાણ ભૂત ને એના દ્રષ્ટાન્તથી વળી
ઘુસશે ક્ષતિઓ બહુ રાજ્યમાં. એમ થાય ના.

**શાય**:—દાનિયલ[1] કરે ન્યાય? દાનિયલ સ્વયં આ તો!
અરે શાણા યુવાન ઓ જજ વખાણ શાં કરૂં!

પોર્શિ :–એ દસ્તાવેજ દો જોવા.

શાય :–આ રહ્યો માનવંતા ઓ વકીલ આ અરે રહ્યો.

પોર્શિ :–શાયલૉક! તને આપે ત્રગણું દ્રવ્ય આ થકી.

શાય :–લીધા સોગન, સોગન સોગન પ્રભુને કરી સાક્ષી, સોગન મિથ્યાનો શું શિરે દોષ હું લઉં ? ના ના વેનિસ કાજયે.

પોર્શિ :– આ દસ્તાવેજ તો ખરે તોડયો, ને કાયદા રૂયે કરી શકે યહૂદી આ દાવો રતલ એક તો માંસનો. કાપવા વળી વેપારીઓ હૃદયની નજીકથી. દયા કર તું લે ત્રણ ગણું દ્રવ્ય, દે દસ્તાવેજ ફાડવા.

શાય :–દઉં જ્યારે મળે મને એમાં લખ્યા પ્રમાણ તો. યોગ્ય ન્યાય તણા કર્તા તમે. ને જાણતા વળી કાયદો, એ તણું કીધું સ્પષ્ટીકરણ તો સાચું. એજ એ કાયદા રૂયે પાત્ર છો સ્તંભ રૂપ તો જેના થવા, અરે કહું કરો ન્યાય, લઉં હું તો મુજ સોગન કે નથી શકિત મનુષ્ય જીભમાં કો, મને ફેરવી શકે. ઘો દસ્તાવેજમાં લખ્યું.

એન્ટો :–સભાને વીનવું અરે મુજ હૃદયથી, કરો તમ નિર્ણય તો હવે.

પોર્શિ :– એ તો લ્યો આમ છે કહું. તમે એની છરી કાજે ખુલ્લું હૃદયને કરો.

૧. ડાહ્યો ન્યાયી પુરૂષ. યહુદીના પૂરાણા ઇતિહાસમાં આ ડાહ્યો પુરૂષ થઇ ગયો.

શાય :—ન્યાય કર્તા મહાન આ તો ! રે યુવાન શ્રેષ્ઠ આ !

પોર્શિ :—કારણ કાયદા તણા હેતુ આશય ને, તો છે
શિક્ષાની સાથે સંબંધ જે દસ્તાવેજમાં લખી.

શાય :—સત્ય છે એ અરે શાણા ને ન્યાયી જજ સત્ય છે !
તુજ દેખાવથી તું તો વસ્તુતઃ વૃદ્ધ કેટલો !

પોર્શિ :—છાતીને કર તું ખુલ્લી માટે,

શાય :— છાતીજ એતણી
દસ્તાવેજ કહે છે એ. અરે ન્યાયમણી ખરૂં ?
પાસે હૃદયની એના શબ્દો તો આજ છે ખરે.

પોર્શિ :—હા એજ. છે તુલા એના માંસને જોખવા અહીં !

શાય :—તૈયાર મુજ પાસ એ.

પોર્શિ :—શાયલૉક ! અરે રાખ કોઇ દાકતરને અહીં
હાજર તુજ ખર્ચે તો, ઘાવને કરવા બંધ
એ તણાં, જે થકી ના એ મરે રક્ત વહી જતાં.

શાય :—છે દસ્તાવેજમાં લખ્યું ?

પોર્શિ :—ના. તેથી પણ શું ? તું એ કર સહૃદય ભાવથી.

શાય :—ના એ તો મુજ પાસ છે. ના દસ્તાવેજમાં લખ્યું.

પોર્શિ :—તો વેપારી કહેવાનું છે કંઇ તમને અરે ?

એન્ટો :—બહુ થોડું છઉં સજ્જ અને તત્પર તો વળી.
હસ્ત આપ બસાનિયો ! પ્રણામ આ તને ન તું

દુઃખી થઈશ કે તુજ કાજે આ સ્થિતિ છે થઈ.
આમાં તો એ વિધાતાએ હંમેશના રિવાજની
વિરૂદ્ધ, દાખવી કૃપા. એની તો રીત છે અરે
રાખવો જીવતો બહુ મંદભાગી મનુષ્યને
નિજ દ્રવ્ય તણો નાશ થયા પછીય, જે થકી
જોવી નિર્ધન એ જરા, ઉંડા ગયેલ ચક્ષુને
કરચાળાં કપાળથી. એ દીર્ઘ કષ્ટના ખરે
દુઃખથી તો બચાવ્યો છે મને એણે. પ્રણામ આ
કે' જે તુજ સુપત્નીને, એન્ટોનિયો તણો અંત
આવ્યો શી રીત એ કે' જે. કે'જે શા પ્રેમથી તને
ચ્હાતો. મૃત્યુ પછી અરે સારૂં તું મુજ બોલ જે.
અને કહે કથા પછી કે' જે એ ન્યાય આ કરે
હતું બસાનિયો ને રે કો પ્રેમી. એક દા ન વા.
અનુતાપ તને થાય જો, તો એ એટલોજ કે
એક મિત્ર ગુમાવતો તું, પશ્ચાતાપ ના જેને
તો તુજ ઋણ આપતાં, અને એ યહૂદી જરા
ઉંડું કાપે અરે આપું મુજ હૃદય સાથ તો.

બસા:--એન્ટોનિયો! મને છે સ્ત્રી જે પ્રાણ કરતાંય છે
અધિક તો મને, પણ પ્રાણ આ, મુજ પત્ની કે
અરે આ દુનિયા સહુ, નથી જીવનથી તુજ
વિશેષ તો મને. સહુ એ ખોઉં, બળિદાનમાં
આપું શેતાન ને આ, રે તને જો મુકત એ કરે.

પોર્શિ:--તમ સ્ત્રી હોય ત્યાં જો, તો સાંભળી આમ યાચના
ના ધન્યવાદ તો કદી આપશે તમને ખરે.

ગ્રેશિ:--છે સ્ત્રી મનેય, ને જેને ખરેજ બહુ હું ચ્હાતો.

રે ઇચ્છું હોય સ્વર્ગમાં જેથી યાચના કરી
મેળવે શક્તિ, ફેરવે જે આ ક્રૂર યહૂદીને.

નેરિ:--ઠીક છે ઇચ્છતા તમે પૂઠ પાછળ એ તણી.
નહી તો શાન્તિનો ભંગ આ ઇચ્છા ગૃહમાં કરે.

શાય:--(સ્વગત) આ ખ્રીસ્તી પતિઓ જોયા ! પુત્રી એક મને અરે
ઇચ્છું હું હોત એનો તો પતિ કો યહૂદી તણા
વંશનો ના અરે ખ્રીસ્તી! (મોટેથી) રે સમય ગુમાવતા
આપો નિર્ણય એ હવે.

પોર્શિ:--આ વેપારી તણું માંસ એક રતલ છે તારૂં
આ સભા આપતી તને, કાયદો આપતો તને.

શાય:--ઓ ન્યાયી જજ !

પોર્શિ:--અને છાતી નજીકથી કાપવું માંસ એ. તને
આપે છે કાયદો રજા, વળી સભાય આ. રજા.

શાય:--ઓ શાણા જજ ! નિર્ણય તો કેવો ! ચાલ સજ્જ થા.

પોર્શિ:--જરા તું થોભ ! છે અહીં અન્ય યે વસ્તુ. ના તનો
આ દસ્તાવેજ આપતો એકેયે બિન્દુ રક્તનું.
શબ્દ તો સ્પષ્ટ આ રહ્યા. એક રતલ માંસ છે.
દસ્તાવેજ પ્રમાણે લે, એક રતલ માંસ લે,
પણ એ કાપતાં અરે એકેયે બિન્દુ જો વહે
ખ્રીસ્તીના રક્તનું, તુજ સ્થાવર સહુ મીલ્કત
વેનિસ કાયદા રૂયે જપ્ત થાયે અને મળે
વેનિસ રોજ્યને સહુ.

ગ્રેશિ:--શો ન્યાયી જજ! સાંભળ યહૂદી! જજ શો શાણો!

શાય:--શું એવો કાયદો અરે?

પોર્શિ:-- તું જ જો કાયદો આ--ને

ન્યાય માટેજ યાચના તું કરે રાખ વિશ્વાસ
તું ઇચ્છે એ થકી વધુ ન્યાય તો મળશે તને.

ગ્રેશિ:--શો શાણો જજ. સાંભળ યહૂદી! જજ શો શાણો!

શાય:--સ્વીકારૂં પ્રાર્થના એની ત્રણ ગણું લઉં એથી
દસ્તાવેજ વિશે લખ્યું ને ખ્રીસ્તી મુક્ત હું કરૂં.

બસા:--આ રહ્યું દ્રવ્ય.

પોર્શિ: રે ખમો!
મળશે ન્યાય પૂરો આ યહૂદીને ખમો ન એ
ત્વરા, શિક્ષા સિવા એને નથી કશું ય આપવું.

ગ્રેશિ:--ઓ યહૂદી! ખરે ન્યાયી જજ! રે જજ શો શાણો!

પોર્શિ:--માટે તૈયાર થા માંસ કાપવાને, અને રખે
એ વહે રક્ત, વા કાપે અલ્પ કે વધુ તું, અરે
એક રતલ માંસથી; જો લેશે વધુ કે પછી
અલ્પ, રતલ એકથી; ને જો જરાકથી વધે
કે ઘટે ભારમાં હશે વીસમાં ભારથી ય એ
ક્ષુદ્ર પૈભારનો ભાગ, અરે તુલા નમે પછી
એ નામનાય ભારથી, મરવું પડશે તને,
અને મીલ્કત તારી તો સહુ જપ્ત થશેજ આ.

ગ્રેશિ:--રે દાનિયલ આ બીજો, દાનિયલ, યહૂદી? આ,

સપડાયો અધર્મી તું !

પોર્શિ :–યહૂદી ! શા વિચારમાં ? અરે લે તુજ દંડ આ.

શાય :–મૂળ રકમ જે મારી આપો ને દો જવા પછી.

બસા :–આ છે તૈયાર આ રહી.

પોર્શિ :–કર્યો છે ઇનકાર તો એણે ભર સભા મહીં,
એને તો મળશે ન્યાય, દસ્તાવેજ પ્રમાણ એ.

ગ્રેશિ :–રે દાનિયલ હું કહું. એ દાનિયલ છે બીજો !
ઉપકાર યહૂદી આ શબ્દ તો શીખવાડવા.

શાય :–મૂળ રકમ માત્ર યે ના મળશે અરે મને ?

પોર્શિ :–દંડ સિવાય ના કશું એય તે તુજ જોખમે.

શાય :–ભલે શેતાન એને એ મુબારક કરે. રહું
ના હવે પ્રશ્ન પૂછવા.

પોર્શિ :– યહૂદી ! થોભ. છે હજી
એક એ અધિકાર તે તું પરે કાયદા તણો.
ધારા વિશે લખેલ છે વેનિસના કદી થાય
સિદ્ધ કો પરદેશીની વિરૂદ્ધ કે પ્રયત્ન એ
કરે છે હરવા પ્રાણ કો નાગરિકના, સીધી
વા આડી રીતથી, અર્ધ એની મીલ્કત તો મળે
એ વ્યકિતને અને વળી અન્ય એ ભાગ અર્ધનો
જાય ભંડારમાંજ એ રાજ્ય તણા અને પ્રાણ
અપરાધી તણા રહે આધીન ડ્યૂકની અરે
ના કોઇ પણ અન્યની દયા પરે. હવે તુજ

તો છે આ સ્થિતિ, કારણ ખરેજ વ્યવહારથી
આજના સ્પષ્ટ છે કે તેં સાધી આડી અને રીતે
પ્રતિવાદી તણા પ્રાણ હરવાનો પ્રયત્ન છે
કીધો: ને એ થકી મેં જે કહ્યું આગળ, જોખમ
તેં ધર્યું શિરની પરે. ઘૂંટણે પડ તું અરે
ને યાચ ડ્યૂકની દયા.

ગ્રેશિ :--અરે તું યાચ કે રજા ફાંસો ખાવા તણી મળે.
પણ મીલ્કત તારી તો ગઇ છે રાજ્યને, નથી
તુજ પાસે અરે દ્રવ્ય એ દોરડું ખરીદવા,
તો ખર્ચે રાજ્યના તને ફાંસીએ તો ચઢાવવો.

ડયૂક :--ખરે અંતર કેટલું આપણા છે સ્વભાવને
વિશે એ હું બતાવું. તું કરે એ યાચના પૂર્વે
ક્ષમા કરી તને આપું જીંદગી તુજ તો ખરે.
અર્ધ મીલ્કત તારી તો એન્ટોનિયો તણી થઇ.
અર્ધ બીજી મળે છે જે રાજ્યને, તુજ દીનતા
ફેરવે અલ્પ દંડમાં.

પોર્શિ :--રાજ્યનો ભાગ હા પણ એન્ટોનિયો તણો નહી.

શાય :--અરે લ્યો જીંદગી અને સર્વસ્વ, ના ક્ષમા કરો.
લેતાં એ સ્તંભ, આધાર ગૃહનો જે, તમે અરે
લેતા એ ગૃહને મારાં—ને જે સાધનથી અરે
જીવું, સાધન એ લેતાં લ્યો મુજ જીંદગી તમે.

પોર્શિ :--એન્ટોનિયો! અરે એને બતાવી શકશે દયા?

ગ્રેશિ :--અરે મફત દોરડું પ્રભુ ખાતર અન્ય ના.

એન્ટો:—રે મહાશય ડ્યૂક, ને અન્ય સભાજનો! લઉં
અર્ધ મીલ્કત હું અને દંડથી મુકત હું કરૂં
એને, જો અર્ધ એ ભાગ એના મૃત્યુ પછી મળે
એજ ગૃહસ્થને જેણે અપહરણ છે કર્યું
અલ્પ સમયની પૂર્વે એની તો એ સુતા તણું.
ને અન્ય શરતો વળી એ છે કે આ કૃપા કાજે
બને તત્કાળ ખ્રીસ્તી એ, ને અન્ય, આ સભા વિશે
સમર્પણ તણો કરે એ દસ્તાવેજ, કે મર્ણ
પછી મીલ્કત સર્વ જે મૂકી મરે, મળે પુત્ર
લોરેન્ઝો, પુત્રી ને અને.

ડ્યૂક:—એ કરશેજ આ ન તો રદ કરીશ હું ક્ષમા
જે આપી હમણાંજ મેં.

પોર્શિ:—યહૂદી! તુષ્ટ તું થયો? બોલ કે'વું વિશેષ છે?

શાય:—તુષ્ટ છું.

પોર્શિ:— કર તયાર તો દસ્તાવેજને હવે.

શાય:—વિનંતી મુજ છે, રજા આપો ગૃહે જવા અરે.
છઉં અસ્વસ્થ, પાઠવો દસ્તાવેજ ગૃહે મારા
સહી કરીશ હું પછી.

ડ્યૂક:— જા પણ કરજે સહી.

ગ્રેશિ:—ખ્રીસ્તી બનાવવા એ તો થશે ધર્મ પિતા[૧] તને.

---

૧. ખ્રીસ્તી રિવાજ પ્રમાણે ખ્રીસ્તી બનાવતી વખતે બે Godfathers ધર્મપિતા જોઈએ. ફાંસીએ ચઢાવ્યો હોત તો જ્યુરીમાં બધા મળી બાર જણા હોવ તેથી ગ્રેશિયાનો કહે છે કે એ જજ હોત તો એને ફાંસીએ ચઢાવ્યો હોત.

હું હોત જજ તો તને દસ[૧] વિશેષ હોત, જે
શૂળીયે લાવતે તને અરે દેવળમાં નહિ.

(શાયલૉક જાય છે)

ડ્યૂ:--સજ્જન! છે વિનંતી લ્યો ભોજન મુજ સાથ તો.

પોર્શિ:--મહાશય! કૃપા કરી ક્ષમા કરો. જવું આજ
રાતે જ પેડુઆ મારે ને આ ક્ષણે જવું ઘટે.

ડ્યૂ:--છૌં દિલગીર ના સાંપ્યો સમય અવકાશનો.
એન્ટોનિયો મહાશય! સંતુષ્ટ કરજો આને.
માનતો હું ખરે તમે ઋણી છો બહુ એમના.

(ડ્યૂક—એના અનુયાયીઓ જાય છે)

બસા:--અરે સુપાત્ર સજ્જન! હું અને મિત્ર આ મુજ
ચાતુર્યથી તમારા એ દુ:સહ્ય દંડથી થયા
મુક્ત આજે. અને એના બદલામાં ડકેટ આ
ત્રણ હજાર જે હતા આપવા એ યહૂદીને,
સુશીલ શ્રમ કાજ તો, તમને આપતા અમે.

એન્ટો:--એથી વિશેષ રે અમે છીએ ઋણી સદાકાળ
તમારા, પ્રેમને અર્થે ને સેવા કાજ તો વળી.

પોર્શિ:--પૂરૂં વેતન એ ગણ્યુ મળે, સંતોષ કાર્યમાં,
અને મને થયો પૂર્ણ સંતોષ આ બચાવતાં
તમને જે થકી મને વેતન તો મળી ગયું.
આથી વિશેષ દ્રવ્યનું લોભી ના મન છે મારૂં.
મળીએ આપણે ફરી તો કૃપા રાખજો તમે.
શુભેચ્છા આપને મારી. અને માગું રજા હવે.

બસા :--પ્રિય સજ્જન. હું ફરી કરૂં આગ્રહ આપને
કંઇ તો સ્મૃતિ લ્યો અમ પાસથી, માન ખાતર,
ના એ વેતન તો ગણો. હ્રય વસ્તુ કૃપા કરી
આપો; નકાર ના ભણો, આગ્રહ કાજ ને, ક્ષમા.

પોર્શિ :—તમ આગ્રહ છે બહુ તો થાઉં વશ હું ખરે.
મોજાં આ હસ્તના આપો, પ્હેરીશ તમ કાજ એ;
ને તમ પ્રેમ ખાતર લઉં આ મુદ્રિકા વળી.
અરે ના હસ્ત તો ખેંચો પાછો, વિશેષ ના મને
ના તમ પ્રેમ હારશે આટલું આપતાં ખરે.

બસા :—આ મુદ્રિકા મહાશય ! અરે છે તુચ્છ વસ્તુ એ.
થાઉં લજ્જિત આપીને આ આવી વસ્તુ આપને.

પોર્શિ :—ના આ સિવાય અન્ય તો ખપે મને અને હવે
ચોંટયું છે મન એ પરે.

બસા :—વેનિસમાં અરે હશે સર્વથી મૂલ્યવાન એ
મુદ્રિકા તમને આપું. કરી જાહેર શોધું એ
પણ આ માટ તો અરે કૃપા કરી ક્ષમા કરો.

પોર્શિ:—ખરેજ છો મહાશય ઉદાર બોલવા વિશે.
શીખવ્યું યાચતાં તમે ને હવે શીખવાડતા
યાચકને જવાબે શો વાળવો ઘટતો ખરે.

બસા:—સુજ્ઞ સજ્જન ! આપી છે આ મુદ્રિકા મને મુજ
પત્નીએ, આપતી વેળા લેવાડયા સોગન તો વળી
કે ના એ વેચવી, ખોવી ના કે કોનેય આપવી.

પોર્શિ:—બ્હાનાં ખરેજ આવાં તો છે મનુષ્ય અનેક ને.

નિજ બેટો બચાવવા. જો પત્ની હોય ના તમ,
સ્ત્રી કો પાગલ, ને જાણે શો અધિકાર છે મને
મુદ્રિકા પર આ, ના એ ચિર શત્રુ રહી શકે
આપવા કાજ તો કદી તમારી–લ્યો પ્રણામ છે.
(પોર્શિ. ને નેરિ. જાય છે)

એન્ટો:–મહાશય બસાનિયો ! આપો એ મુદ્રિકા એને.
એની જે પાત્રતા અને મુજ પ્રેમ ગણો બેઉ
વિશેષ તમ પત્નીની આજ્ઞા થકી તમે અરે.

બસા :–અરે જા ગ્રેશિયાનો તું દોડ ને એમની પાસ
જા પ્હોંચી, મુદ્રિકા આપ આ, ને જો શક્ય હોય, તું
એન્ટોનિયો ગૃહે લાવ એને સત્વર. જા અરે !
( ગ્રેશિ. જાય છે.)

ચાલો હ્યાંથી હવે બન્ને સત્વર ત્યાં. પ્રભાતે તો
જશું બેલ્મોંટ આપણે. એન્ટોનિયો ! અરે ચલો.
( જાય છે. )



# અંક ચોથો

## પ્રવેશ ૨ જો

[વેનિસમાં એક રસ્તો
[પોર્શિયા ને નેરિસ્સા આવે છે.

પોર્શિ :—પૂછ ઘર યહૂદીનું ને દસ્તાવેજ આપ આ
સહી જે પર એ કરે. આજે રાતે જશું અને
એક દિવસ પ્હોંચશું આગે એ પતિરાજોની.
આ દસ્તાવેજ લૉરેન્ઝો વધાવશે ખરે બહુ.

(ગ્રેશિ. આવે છે)

ગ્રેશિ :—સજ્જન ! તમને ઠીક મેં પકડયા. મહાશય
બસાનિયો, કરી વધુ મંત્રણા મોકલે તમ
માટ આ મુદ્રિકા અને યાચે ભોજન આપ તો
લ્યો સાથે એમની વળી.

પોર્શિ :—એ તો અશકય છે ખરે. પણ આ મુદ્રિકા બહુ
આભાર સાથ સ્વીકારૂં. કહેજો એ કૃપા કરી.
ને વળી શાયલૉકનું ગૃહ આને બતાવશો ?

ગ્રેશિ —અવસ્ય હું બતાવીશ.

નેરિ :— મહાશય ! કહેવું છે
મને કંઇ (પોર્શિ. ને બાજુએ) અરે હું યે મુજ આ પતિની લઉં
મુદ્રિકા, રાખવા જેને હંમેશાં, મેંય સોગનો
લેવડાવ્યા છ એમને.

પોર્શિ :—( નેરિ–ને બાજુએ ) લેજે જરૂર તું એને. લેશે સોગન
એ પછી કે મુદ્રિકા પુરૂષને આપી છે એમણે પણ
આપણે યે થશું ધૃષ્ટ લેશું અધિક સોગનો.
( મોટેથી ) અરે સત્વર જા. ત્વરા કર જાણે હઇશ કયાં.

નેરિ :--ચાલો અરે મહાશય મને ગૃહ બતાવશો ?

( જાય છે. )

# અંક પાંચમો

## પ્રવેશ ૧ લો

[બેલ્મૉંટ. પોર્શિયાના ઘર આગળની વનરાજી.
લૉરેન્ઝો અને જેસિકકા આવે છે.

લૉરે :—કેવો નિશાનાથ પ્રકાશતો આ !
આવી જ રાતે મધુરો સમીર
દેતો હતો ચુંબન વૃક્ષને જ્યાં
ધીમાં, સુણાયે રવ એ તણો ના,
આવી જ એ રાત વિશે અરે કો,
ભિંતે ચઢી ટ્રૉય તણી નિહાળી
ગ્રીકો તણાં એ પટ મંડપોને,
જ્યાં ક્રેસિડા[1] રાત વિતાડતી'તી,
નિશ્વાસ ટ્રૉઇલસ નાખતે'તો
રે પ્રાણ હારી.

જેસ્કિ :—આવી જ એ રાત વિશે,
તુષાર ફેંદી ભયભીત થીસ્બી[1]
છાયા નિહાળી વનરાજની, એ
દેખાય પૂર્વે, બહુ આશભંગ
ત્યાંથીજ નાઠી.

લૉરે : —આવીજ એ રાત વિશે,
કરાલ એ અબ્ધિ તટે ઉભીને,
શાખા કરે વેત તણી હલાવે

---

૧ ટ્રૉઇલસ ને ક્રેસિડા એની પ્રેમ કહાણી ગ્રીક દંતકથામાં આવે છે.

૧ આ પણ ગ્રીક દંતકથામાંથી છે. થીસબી એના પ્રણયી પીરેયસને મળવા જાય છે ત્યાં એ સિંહનો પડછાયો જોઈને નાસી જાય છે.

ડીડો,[૨] અરે વલ્લભ કેમ પાછો
કાર્થેજ આવે.

જેસ્સિકાઃ – આવીજ કો રાત વિશે,
એ ઓષધી અદ્ભુત, મીડિયાએ[૩]
શોધી; મળી એસનને યુવાની
જેના થકીતો.

લૉરે ઃ–આવીજ એ રાત વિશે,
મૂકી યહૂદી ધનવાનને તો,
એ જેસ્સિકા પ્રેમ અતીવ સાથે,
છુપાઇ ને વેનિસથી જ ભાગી
બૅલ્મૉંટ નાઠી.

જેસ્સિકાઃ–આવીજ એ રાત વિશે,
છે પ્રેમ એનાપર તો અતીવ
લોરેન્ઝોએ શપથો ઘણાં કે
લીધા, અને એ વચનો કહીને
આત્મા હર્યો. સોગન પ્રેમનો ના
એકે ય સાચો.

લૉરેઃ–આવીજ એ રાત વિશે,
એ જેસ્સિકે સુંદર કર્કશા શી
કહ્યા કુશબ્દો નિજ પ્રેમીને જે,
ગળી ગયો એ.

---

૨ આ પણ ગ્રીક દંતકથામાંથી છે. ડીડોને છોડી ઇનસ કાર્થેજથી ચાલ્યો જાય છે.

૩. આ પણ ગ્રીક દંતકથાની વાર્તા છે.

જેસ્સિ:—રે આખી રાત બોલીને હરાવું તમને ન જો
કોઇ ત્યાં આવતું. પણ સાંભળો! પગલાં મને
આ સંભળાય છે કોના.

(સ્ટીફાનો આવે છે)

લોરે:—કોણ ત્વરિત આવતો રાત્રીની શાન્તિમાં અરે?

સ્ટી:—એક મિત્ર.

લૉ:—મિત્ર! રે કોણ મિત્ર એ? તમારૂં નામ મિત્ર એ
કૃપા કરી કહો તમે.

સ્ટી:—સ્ટીફાનો નામ છે મારૂં. અને ખબર હું લાવ્યો
શેઠાણી મુજ બેલ્મૉંટ પધારશે, પ્રભાતની
પૂર્વે. રોકાય એ તો જ્યાં ધામ પવિત્ર, પ્રાર્થના
કરે ત્યાં લગ્નના દિનો સુખમાં જાય જે થકી.

લૉરે:—કોણ એ સાથ આવતું?

સ્ટી:—કો સંતજન ને એની છે પરિચારિકા સાથે.
કહો કૃપા કરી શેઠ મારા આવ્યા છ કે નહી?

લૉ:—ના, ના હજી સુધી, ન તો છે સમાચાર એમના.
જેસ્સિકા! આપણે હવે જશું અંદર, ને વળી
વિધિ પૂર્વક સ્વાગત આપવા માલિકાને આ
ગૃહની, કરવી ઘટે તૈયારી શુભ આપણે.

(લૉન્સેલૉટ આવે છે)

લૉન્સે:—હો, હો, હો! કોણ ત્યાં છે હો! હો!

લૉરે:— કોણ બોલાવતો?

લૉન્સે:–અરે શેઠ લૉરેન્ઝો જોયા ? શેઠ લોરેન્ઝો હો !

લૉરે:– અરે બરાડા ના પાડ આ રહ્યો.

લૉન્સો:–અરે ક્યાં ? ક્યાં ?

લૉરે:– અરે અહીં.

લૉન્સે:–એને કહો મારા શેઠનો કાસદ આવ્યો છે. થેલો ભરીને સારા સમાચાર લાવ્યો છે. મારા શેઠ સવાર પહેલાં અહીં આવી જશે. (જાય છે.)

લૉરે:–જશું અંદર આપણે પ્રિયે ! રાહ વળી જોશું આગમન તણી એના. પણ જરૂર શી ખરે ? જવું શા કાજ અંદર ? સ્ટીફાનો મિત્ર ! જા કહે ગૃહમાં, તુજ શેઠાણી આવતાં. લાવ એ પછી બાહેર તુજ વાદ્યને.

(સ્ટીફાનો જાય છે).

કેવી મધુર ચાંદની, પોઢે આ તટની પરે ! લેશું આસન તો અહીં અને સંગીતના સ્વરો આવશે કર્ણમાં ધીમા. મૃદુ શાન્તિ અને નિશા પૂરશે સ્વર તો વળી મીઠા એ સ્વર મેળમાં. જેસિકા ! બેસ, જો કેવું આકાશ તલ તો જડયું એ ઝગઝગતા બિંબો સુવર્ણના થકી; ખરે લઘુમાં લઘુ ગોળ જે તું જુએ ગાય છે નિજ કાન્તિમાં દિવ્ય કો ગાન ગાંધર્વ સરખું, સુણે ગાયકવૃન્દ ને એ તો દેવતાઓ. અને આવું સ્વર્ગીય ગાન તો રમે આત્મા અમરમાં સહુ, જ્યાં સુધી પણ નશ્વર મલીન વસ્ત્ર માટીનું

છે આવરણ સ્થૂળ આ એનું, ના સંભળાય એ.
(વાદ્યકારો આવે છે.)

અહો આવો જગાડો ને ચંદા, ભજન કો ગાઇ !
મધુર સ્વરથી તમ માલિકા કર્ણને તમે
વીંધો, સંગીતથી તમ એ આકર્ષાય આ ગૃહે.
(સંગીત સંભળાય છે.)

જેસ્સિ :—રે ના આહ્લાદ પામું હું મીઠું સંગીત સુણતાં.

લૉરે :—કારણ તુજ આત્મા છે સચેત. હોય જંગલી કો ટોળું કે પછી કુલ કિશોર અશ્વપોતનું નિર્બંધ ને પ્રમત્ત તો, ફલંગો ભરતું અને એ હણહણતું ઉચ્ચા સ્વરે જે રકત નો દાખે ઉકળાટ, કદાચને સાંભળે સાદયે જરા તૂરીનો કે પછી સુરે કો સંગીત તણો, સ્પર્શે કર્ણને એ તણાં, જો જે એક સાથે જશે થંભી સૌ. આંખો હિંસ્ર એ તણી, બનશે મૃદુ માત્ર એ સંગીતના પ્રભાવથી. તેથીજ કવિએ ગાયું કે ઓર્ફ્યુસે[૧] વૃક્ષો વળી પથ્થરો, જલ ઓઘને પણ ખેંચ્યા હતા નિજ પાસે. એ હોય કેવાં યે કાષ્ટમય, કઠોર કે, ક્રોધાકુલ, સ્વભાવ તો એનો સંગીત ફેરવે ક્ષણ કાજે. અરે નર નથી સંગીતમાં જેને રસ, હૃદય જેનું ના હાલે સંવાદથી મીઠા સ્વરના, યુકત છે ખરે એ તો કપટ દ્રોહને લોભથી, આત્મ વ્યાપાર એ તણો છે નિશા સમો નિસ્તેજ, ભાવના સહુ

૧ આ પણ ગ્રીક દંતકથામાંથી કૃષ્ણચંદ્રની બંસરી જેમ ઓર્ફ્યુસ પણ એટલું મીઠું સંગીત વગાડતો કે એ સાંભળી પશુ પક્ષીઓ એના તરફ ખેંચાતાં.

કાળી પાતાળ જેવી. ના વિશ્વાસ કરજો નર
એ તણો. વાદ્ય રે સુણો.

[ પોર્શિ . ને નેરિસ્સા આવે છે ]

પોર્શિ:–પેલો પ્રકાશ દેખાયે, બળે મારા ગૃહાંગણે.
કિરણો કેટલે દૂર ફેંકતો લઘુ દીપ એ !
નઠારા જગમાં એમ સુકૃત્ય યે પ્રકાશતું.

નેરિ:–પ્રકાશ્યો ચંદ્ર જ્યાં, ત્યાં ના દીઠો એ દીપ આપણે.

પોર્શિ:–અધિક કીર્તિ તો કરે ઝાંખી એમજ અલ્પને.
પ્રતિનિધિ નૃપાલનો પ્રકાશે નૃપ જેમ તો
જ્યાં સુધી હોય રાજા ના પાસે પણ પછી એનો
પ્રભાવ થાય ખાલી તો નાના ઝરણુ જેમ એ
જલના મુખ્ય ઓઘમાં. અરે સંગીત સાંભળો !

નેરિ:–એ તો સંગીત આપના ગૃહનું ભવતી અરે !

પોર્શિ:–છે સમયાનુસાર તો સહુ સારૂં ખરેખર.
દિવસ કરતાં લાગે વિશેષ પ્રિય કર્ણને.

નેરિ:–ભવતી ! શાન્ત અર્પતી આ તો સદ્દગુણ એહને.

પોર્શિ:–ચંડોળ જેમ કાગડો પણ ગાતો હશે, નવ
કોઇ એને સુણે ત્યાં, ને દિને બુલબુલ ગાય જો
જ્યારે એ સર્વ હંસડાં કરે કલબલાટ તો
ખરે જ ચકલી થકી ના વિશેષ ગણાય એ
ગાનારૂં. કેટલીય છે વસ્તુ જે યોગ્ય કાળના
બળે સાચી પ્રશંસાને પામે, સંપૂર્ણતા વરે.
પણ શાન્ત ! સુતી ચંદા સોડમાં સ્મરની, ન એ

પ્રચ્છતી જાગવા અરે.

[સંગીત બંધ થાય છે]

લૉરેઃ–જો હું ના ભૂલતો હોઉં સાદ એ પોર્શિયા તણો.

પોર્શિઃ–ઓળખતો મને, જેમ દુષ્ટ અવાજથી, અંધ ઓળખે કોકિલા ખરે!

લૉરેઃ– સ્વાગત ભવતી! ગૃહે.

પોર્શિઃ–પતિના શ્રેય કાજે તો નિમગ્ન પ્રાર્થના વિશે, હતાં. કલ્યાણ થાઓ એ શબ્દોથી અમ સત્વર એમનું. એ ગૃહે આવ્યા?

લૉરેઃ– ભવતી! ના હજી, પણ કાસદ એમનો લાવ્યો ખબર, સહુ આવતા.

પોર્શિઃ–નેરિસ્સા! જા, અને કહે અંદર સેવકોને કે ના ગેરહાજરી વિશે આપણી એ જણાવતા કંઇ. તમેય લોરેન્ઝો ના કે ના જેસ્સિકા તમે.

[તુરીનો અવાજ સંભળાય છે.]

લૉઃ–તમારા પતિ આવ્યા આ. વૃરી તણો અવાજ આ એમની. ભય રાખશો ના, અમે ચાડિયાં નથી.

પોર્શિઃ–આજની રાત તો જાણે માંદી સૂર્ય તણી પ્રભા. જરા ફીકકી, અરે દિન એ ને સૂર્ય છૂપાય લો.

( બસા. એન્ટો. ગ્રેશિ. નોકરો વગેરે આવે છે. )

બસાઃ–એ પ્રતિતલા[1] લોક સાથે દિવસનો મળે

---

૧. antipodes ત્યાં સૂર્ય ઊગે ત્યારે આપણે ત્યાં આથમે.

આપણે પણ લાભ જો સૂર્યનું સ્થાન હો તમે.

પોર્શિ:—આપું હું તેજની લ્હેરો પણ લ્હેરી બનું ન હું.
લ્હેરી સ્ત્રી તો બનાવે છે પતિને બળતો બહુ.
મુજ કાજ બસાનિયો બળે એ ના મને ગમે.
પણ ઇશ્વર જે કરે! નાથ! સ્વાગત છો ગૃહે.

બસાઃ—ભવતી! ઉપકાર છે. આપો સ્વાગત મિત્રને
આ મુજ. આ એ સભ્ય, આજ એન્ટોનિયો, ઋણી
છૌં સદાકાળ જેહનો.

પોર્શિ:—બંધાયલા ખરે તમે સર્વ રીતે જ એતણાં;
કારણ બહુ બંધાયા હતા એ તમ કાજ તો.

એન્ટો:—હું છૂટયો. ના હવે એથી વિશેષ તો ખરેખર.

પોર્શિ:—મહાશય ભલે આવ્યા અમ ગૃહે તમે. અને
શબ્દોના કરતાં એતો બતાવું અન્ય રીત હું.
માટે વિવેક શબ્દોનો ઓછો કરીશ આ હવે.

ગ્રેશિ:—સોગન ચંદ્રના ખરે. મને અન્યાય તું કરે
આપી એ તો વકીલના મહેતાને ખરેજ મેં.
રે એ નામર્દ હોય મેં આપી એ જેહને, તને
પ્રિયે! જો દુઃખ થાય આ.

પોર્શિ:—કલહ આટલામાં! અરે બાબત શીછ એ?

ગ્રેશિ:—સુવર્ણચંદ્રને કાજેઃ મુદ્રા કે ક્ષુદ્ર, જે મને
એણે આપેલ ને વળી જે પર લેખ તો હતો
એ છુરીકાર ના જેવો છુરી પર હોય, કે,
'મુજમાં પ્રેમ રાખજો ને નવ છોડશો મને!'

૨. મૂળમાં અહીં પણ ખુબ શ્લેષ છે.

નેરિ :--રે મુદ્રાલેખ કે એના મૂલ્ય બાબત શું બોલો ?
આપી જે વેળ મેં લીધા હતા શપથ તો તમે,
મૃત્યુની ઘડી સુધી એને તો પ્હેરશો અને
વળી મૃત્યુ પછી રહેશે ઘોરમાં તમ સાથ એ.
મારી ખાતર ના પણ આકરા શપથો કાજે
વિચાર તો તમારે આ કરવો' તો અને તમ
પાસે એ રાખવી હતી. વકીલના મહેતાને !
ઇશ્વર મુજ ન્યાય તો કરશે. એ મહેતાને
મુખે ના કેશ કોઇ દી ખરેજ ઉગશે કદી.

ગ્રેશિ :–ઉગશે, જીવશે જો એ પુરૂષ થાય ત્યાં સુધી.

નેરિ :–ખરે જ સ્ત્રી કદી જીવે થવા પુરૂષ જો કદી.

ગ્રેશિ :–સોગન હાથના આ મેં આપી યુવાનને એ તો
કોઇ કિશોર શો હતો નાનો વામનજી સમો.
ઉંચો ના તુજથી જરા મહેતો એ વકીલનો.
બોલકણો કુમાર એ, જેણે વેતનમાં માગી
એ, ને હૃદય મારૂં, ના પાડી શકયું જ ના અરે.

પોર્શિ :–ખરે જ વાંક તો કહું હું સ્પષ્ટ છે તમારો એ
આમ સહજમાં તમે આપી, પ્રથમ ભેટ એ
તમ પત્ની તણી જેને શપથ સાથ સ્થાપી'તી
અંગુલીએ અને એ યે તમ નિષ્ઠા તણી સાથે
દેહમાં એ જડી હતી. મેં યે આપી હતી મુદ્રા
આ પ્રિયતમને મુજ સોગન સાથ કે નવ
કોને એ આપશે. ઉભા આ અહીંને ખરેજ હું
સોગન તો લઇ શકું કે ના એ ત્યજશે એને.
ના નિજ અંગુલી થકી કરશે દૂર દોલત
કાજ સૌ દુનિયા તણી. ગ્રેશિયાનો ? ખરેજ તેં

કારણ દુઃખનું આપ્યું નિર્દય, તુજ પત્નીને.
હું હોઉં જો મને તો એ ગાંડીજ કરતે ખરે.

બસા:–(બાજુએ) રે મુજ વામ હસ્ત મેં કાપ્યો હોત અને લઉં
શપથ કે ગુમાવી મેં મુદ્રા એના બચાવમાં!

ગ્રેશિ:–મહાશય બસાનિયો, એમણે પણ આપી છે
મુદ્રા વકીલને જેણે માગી એ, ને ખરે જ એ
આપવી યોગ્ય એમને. પછી કિશોર પેલો તો
મહેતો કષ્ટ લીધું'તું, જો જેણે લખવા વિશે
માગી મુજ મુદ્રા એણે. શેઠ સેવક એમાંથી
એકે, ના મુદ્રિકા સિવા અન્ય તો કંઇ લે અરે.

પોર્શિ:–રે નાથ! મુદ્રિકા કઇ આપી તમે? ખરેજ ના
જે મુજ પાસથી મળી.

બસા:–અસત્યનો વધારો હું, એ મુજ અપરાધમાં
કરી શકું કહું જો ના. પણ અંગુલિ આ જુઓ
મુદ્રિકા વિણ એ. અરે એ તો ખરેખરી ગઇ.

પોર્શિ:–હૃદય કપટી તમ છે સત્ય વિણ, જેમ આ.
સોગન પ્રભુના મુદ્રા ન જોઉં ત્યાં સુધી નવ
આવુ હું તમ સેજમાં.

નેરિ: ના યે હું તમ સેજમાં.
મુજ મુદ્રા ન જોઉં ત્યાં સુધી તો ખરેખર.

બસા:–મધુર પોર્શિયા! ખરે જો જાણે મુદ્રિકા કોને
આપેલ છે, અને કોને કાજ આપેલ છે એ, તું
વિચારી જો શકે, શાને કાજ આપેલ છે, અને
કેટલા કમને અરે મેં એ આપેલ છે, જ્યારે
મુદ્રા સિવાય ના કંઇ અન્ય એ લે, ખરેજ તું

આ શમાવીશ કોપનો તુજ આવેશ તો જરા.

પોર્શિ :-રે તમે મુદ્રિકાતણો ગુણ જો હોત જાણતા,
કે પછી મુદ્રિકા જેણે આપી અર્ધાંય એ તણાં
મૂલ્ય, વચન જે તમ એને સાચવવા તણું,
ના તજી હોત એ તમે. કોણ પુરૂષ એહવો'
અણસમજુ, જો તમે આવેશમય શબ્દથી,
કર્યો હોત બચાવ તો રક્ષણ કાજ એ તણાં,
થૈ લજ્જાહીન, માગતે એ ચિહ્ન તો પવિત્રને?
નેરિસ્સા શીખવાડતી મારે શું માનવું ખરે.
રે હું તો મડદું બનું જો સ્ત્રીને હોય ના મળી!

બસા :--સોગન મુજ નામના ભવતી! આત્મના મુજ
ના એ સ્ત્રીને મળી છે કો, પણ વકીલને જેણે
ઇનકાર્યા ડકેટ તો ત્રણ હજાર ને મુદ્રા
કાજેજ યાચના કરી જે મેં અવગણી અને
અપ્રસન્ન મને ગયો એ તો. રે એજ એ જેણે
બચાવી મુજ આ પ્રિય મિત્રની જીંદગી. કહું
શું પ્રિય ભવતી! એને પાઠવી અનિચ્છા છતાં
પાછળ એ તણી બન્યો હું તો વ્યાકુળ લજ્જા,ને
અવિવેક થકી, ગમ્યું ના જરાય પ્રતિષ્ઠાને
મારી, થાય કલંકિત એ તો કૃતઘ્નતા થકી.
રે ક્ષમા ભવતી કરો! પણ જો હોત ત્યાં તમે
આ નિશા દીપના લઉં સોગન, યાચના તમે
પણ કરી હતે મુદ્રા આપવા એ વકીલને.

પોર્શિ:-એ જો વકીલ એ ના'વે ગૃહ નજીક આ કદી
મારાં, કારણ એ પાસે રત્ન છે જે મને બહુ
હતું વ્હાલું અને તમે લીધા શપથ રાખવા

મુજ કાજે સુરક્ષિત જે. હુંયે ખૂબ થાઉં રે
ઉદાર તમ જેમ ને આપું સર્વસ્વ એને તો;
મુજ શરીર, સેજ યે મુજ પતિ તણી. અરે
એને તો ઓળખીશ હું, કહું વિશ્વાસ પૂર્વક
રાતે જશો ન પાસથી, ને સહસ્રાક્ષ જેમ એ
નજર રાખજો મુજ પરે, જો રાખશો નહી,
રાખશો એકલી મને, સોગન છે પ્રતિષ્ઠાના
મારી, છે મુજ પાસ જે હજી, વકીલને હું
બનાવીશ અરે સાથી મુજ શયનનો ખરે.

નેરિ :—ને હું એના મહેતાને. માટે ખરેજ હું કહું
મને ના રાખશો મુજ રક્ષણ કાજ, એકલી.

ગ્રેશિ :—ઠીક સલાહ એ તારી. જો જે ના પકડું અરે
હું એને, નહિ તો ખરે ભાંગું કલમ મ્હેતાની.

એન્ટો :—અભાગી હું જ કારણ બન્યો કલહ આ તણું.

પોર્શિ :—મહાશય! થશો દુઃખી ના. રે સ્વાગત છો તમે.

બસા :—પોર્શિયા! તું ક્ષમા કર નેચ્છિત અપરાધની.
સાંભળે સહુ આ મિત્રો લઉં સોગન હું તુજ
ચક્ષુના ચારુ દેખતો જેમાં મને જ—

પોર્શિ :— સાંભળો
મુજ આ ચક્ષુ બેઉમાં જોતા એ નિજને દ્વિધા
પ્રત્યેક ચક્ષુમાં એક; સોગન લ્યો ઉભે તમ
એ તો મૂર્તિ તણાં, અરે વિશ્વાસપાત્ર સોગન.

બસા :—અરે સાંભળ, તું ક્ષમા કર આ અપરાધની,
અને હું મુજ આત્માના લઉં સોગન, ના કદી
તોડું શપથ હું ફરી જે લઉં તુજ કાજ આ.

એન્ટો :–મેં એકવાર તો ધીર્યું મુજ શરીર દ્રવ્યને
કાજ એના અને નષ્ટ થાત જે, હોત ના જો એ,
તમ પતિ તણી મુદ્રા જે પાસ છે. ફરી, અરે ફરી
ધરૂં હું હામ તો ખરે બંધાવવા અને ખોઉં
આત્મા હું, પતિ જો તમ તોડે એ જાણતાં નિજ
લીધા શપથ તો કદી.

પોર્શિ :–બનો જામીન એ તણા તો, અને એહને આપો
આ, કહો જાળવે એને પ્રથમ ના થકી વધુ.

એન્ટો :–મહાશય બસાનિયો! લો આ શપથ, ને મુદ્રા
આ તો સાચવવા વળી.

બસા :–અરે ખરે જ એજ આ આપી વકીલને જે મેં.

પોર્શિ :–મને મળી છ એની જ પાસથી એ. ક્ષમા કરો
બસાનિયો! મુદ્રિકાથી એ સુતા મુજ સેજમાં.

નેરિ :–અને ક્ષમા કરો મારા ગ્રેશિયાનો! વકીલનો
વામનજી મહેતો એ રે આને કાજ તો સુતો
ગઈ રાતે જ સાથમાં.

ગ્રેશિ :–જાણે સેલી જ વાત એ! શું જારપતિ આપણે
હજી એ પાત્રતા મળે અરે પ્હેલાં જ આ થયા?

પોર્શિ :–રે ના અશ્લીલ ભાષણ. થયા વિસ્મિત સૌ તમે.
આ રહ્યો પત્ર વાંચજો. અવકાશે તમારી. એ
લખ્યો બેલારિઓએ, ને પેડુઆથી, તમે જોશો
પોર્શિયા જ વકીલ એ હતી ને નેરિસ્સા હતી
એ કારકુન. લૉરેન્ઝો આ છે સાક્ષી અમારા કે
હું યે ગઇ હતી તમ પાછળ. આ ઘડી જ હું
પાછી આવેલ છું; નથી ગૃહમાં યે હજી પેઠી.
સ્વાગત છે એન્ટોનિયો તમને, મુજ પાસ તો
છે સમાચાર સારા રે ધારો એ કરતાં ય તો.

ઉઘાડો પત્ર સત્વર આ. તમે વાંચશો મહીં
તમારા ત્રણ કાફલા ખૂબ સંપત્તિ સાથ તો
એકાએક જ બારામાં આવ્યા છે. નવ જાણશો
કેવા વિચિત્ર સંજોગે મને મળ્યો છ પત્ર આ.

**એન્ટો** :—અવાક્ ખરે જ હું થયો.

**બસા** :—તમે જ એ વકીલ! મેં ઓળખ્યાં તમને નહીં?

**ગ્રેશિ** :—મ્હેતો તમે જ ને મને બારપતિ બનાવે જે!

**નેરિ** :—હા મ્હેતો એજ એ પણ નવ બનાવવા ઈચ્છે
એ તો જીવે અને ના જો કદી પુરૂષ એ બને.

**બસા** :—પ્રિય વકીલ સાહેબ બનો સેજ તણા સાથી
મારા. હોઉં ન ત્યાં સૂજો મુજ પત્ની તણી સાથે.

**એન્ટો** :—ભવતી ચારુ! આપ્યું છે જીવતદાન ને વળી
જીવન, વાંચતો ત્યાં કે મુજ વહાણ આવ્યાં છે
સૌ બારામાં અને વળી ક્ષેમકુશળ તો સહુ.

**પોર્શિ** :—લોરેન્ઝો! બોલ શું કહે? આ મુજ કારકુનની
પાસ તો, તુજ કાજે યે છે સમાચાર કો શુભ.

**નેરિ** :—હા ને આપીશ હું એ સૌ, વિના વેતન તો તને
જેસ્સિકાને અને, તને આપું આ ધનવાન એ
યહૂદી પાસથી ખાસ એ લેખપત્ર ભેટનો
એના મૃત્યુ પછી આપે તમને સર્વસ્વ એ તણું.

**લૉરે** :—સન્નારીઓ! ખરે તમે તરસ્યાં કાજ માર્ગમાં
અમૃત વરસાવતાં.

**પોર્શિ** :—થયું પ્રભાત ને છતાં
જાણું, હજી નથી તમે થયા સંતુષ્ટ આ સહુ
બનાવને વિશે જાણી. આવો અંદર ને પછી
છોડજો પ્રશ્નની અરે ખૂબ પરંપરા તમે
અને ઉત્તર એ તણો આપશું સત્ય જે અમે.
(જાય છે.)



# શુદ્ધિપત્ર

| પાનું | અને લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૬ | થૂંલાં | થૂલાં |
| ૬ | ૭ | શોધે | શોધિ |
| ૧૨ | ૩ | પેલેસટાઇન | પેલેટાઇન |
| ૧૬ | ૨ | આવાકાર | આવકાર |
| ૧૬ | ૫ | શિખ્યા | શિષ્યા |
| ૧૮ | ૧૮ | નાજરીથ | નાઝરીથ |
| ૨૧ | ૮ | આશ્રિત | આશિષ |
| ૨૨ | ૧૨ | મારો ? | મારો |
| ૨૨ | ૧૪ | દ્રવ્ગ | દ્રવ્ય |
| ૨૭ | ૧૮ | એલસીડીયે | એલસીડીઝે |
| ૩૨ | ૧૫ | આશીષ | આશિષ |
| ૩૨ | ૨૧ | ,, | ,, |
| ૩૫ | ૧૪ | ટુંકણુમાં | ટૂંકાણુમાં |
| ૪૦ | ૧૩ | ડુબતાં | ડુબાવતાં |
| ૪૦ | ૧૫ | કીધા છે | કીધાં છ |
| ૪૫ | ૧૮ | મુજ ભાગ્યને થાય ના વક્ તો પિતાજો | મુજ ભાગ્ય જો થાય ના વક્તો પિતા |
| ૫૯ | ૨૨ | મુર્ખ | મૂર્ખ |
| ૯૪ | ૨ | ફુરતા | ક્રૂરતા |
| ૯૪ | ૨૦ | સ્વતંત્ર્ય | સ્વાતંત્ર્ય |
| ૯૪ | ૨૦ | આપતો | આપ તો |
| ૧૦૩ | ૧૦ | વેપારીઓ | વેપારીના |
| ૧૦૪ | ૧૬ | સદ્દ્ય | સદય |
| ૧૦૮ | ૧૪ | અધિકાર તે | અધિકાર તો |
| ૧૦૯ | ૨૧ | જીદગી | જીંદગી |
| ૧૧૫ | ૯ | નાંખતે'તો | નાંખતો'તો. |

## ક ર ણ ઘે લો

ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા
નંદશંકર તુલજાશંકર કૃત ગુજરાતી
સાહિત્યની આ સૌથી પ્હેલી નવલકથા
હજી આજે યે એટલા જ રસપૂર્વક
વંચાય છે.

શતાબ્દિ આવૃત્તિ (સુશોભિત) – રૂ. ૬
શતાબ્દિ આવૃત્તિ (સાદી) – રૂ. ૪
શાળોપયોગી આવૃત્તિ – – રૂ. ૧।

*

## નંદશંકર જીવનચિત્ર

કરણઘેલાના લેખકનું, એમના પુત્ર
સ્વ. વિનાયકરાયે લખેલું આ જીવન-
ચરિત્ર એક નવલકથા કરતાં યે વધુ
રસભર્યું છે અને એ જમાનાના સુરતના
જીવનનો આબેહુબ ખ્યાલ આપે છે

માત્ર જુજ નકલો રહી છે.

રૂ. એક

*

## ત્રિ પા ઠી

બુકસેલર્સ
મુંબાઈ

# હેમ્લેટ વિશે અભિપ્રાયો



"મૂળનો અર્થ, અનુવાદ સ્થળે સ્થળે બહુ સારી રીતે એટલુંજ નહી ને ક્યાંક ક્યાંક તો આપણને આનંદ અને આશ્ચર્ય થાય એવી નમૂનેદાર વફાદારીથી ઉતારે છે. મૂળમાંના આવેશ, લાગણીસંઘટ્ટન, વિરોધી પ્રકૃતિઓના સામના, વિષાદ અને મુઝવણનાં વ્યાપક આવરણ, ઘોરતા, કરુણતા, સુંદરતા, અજાયબી વગેરે વગેરે આ અનુવાદ સારી રીતે પ્રતિબિંબતો મૂળ સર્જકની શક્તિઓનો આપણને ખયાલ આપવામાં સારી ફતેહ મેળવે છે."

બ. ક. ઠાકોરની પ્રસ્તાવનામાંથી

* *

"મને શૈલી બહુજ સુંદર લાગી, એની નવીનતા રોચક અને મૂળના ભાવ અને rhythm નું પ્રતિબિંબ પાડનારી લાગી."

મહાદેવ દેસાઈ

*

"એકંદરે ઘણુંજ ઉત્તમ કામ થયું છે તે બદલ મારા તરફથી ધન્યવાદ"

કૃષ્ણલાલ મો. ઝવેરી

* *

"તમારી કૃતિમાં અધ્યયન, શ્રમ અને કવિતા ત્રણેનાં દર્શન મને થયાં છે...........આટલું છતાં તમે પસંદ કરેલો અનુષ્ટુપ બહુ જ સુંદર કૃતિ ઉત્પન્ન કરી શકેલ છે.

હિ. ગ. અંજારિયા